॥ॐ ॥

# પરમ તેજે.............









तमसो मा ज्योतिर्गमय ।

Lead, Kindly Light

---

પ્રાચીન ભારતીય વિચારધારાઓના આધારે...

૧. મૂળભૂત પ્રશ્નોના સંભવિત ઉત્તર...        ૨.જનસમુહના વાસ્તવિક સુખની શોધ...
૩.આધુનિક સંસ્કૃતિ દ્વારા થતા પરોક્ષ પરપીડનના અમાનવીય પ્રયોગો સામે અંગુલિનિર્દેશ....

---

अविद्या का नाश और विद्या की वृद्धि करनी चाहिये ।

-स्वामी दयानन्द सरस्वती

---

अष्टादश पुराणेषु व्यासस्य वचनद्वयम् । परोपकारः पुण्याय पापाय परपीडनम् ॥

અઢારે ય પુરાણોમાં વ્યાસજીના બે જ વચનો છે, પુણ્ય માટે પરોપકાર, પાપ માટે પરપીડન.

સંકલન અને રચના.....ભવસુખ શિલુ.

**પ્રથમ આવૃત્તિઃ** ૨૦૦૬ **મૂલ્યઃ** રૂ.૬૦.૦૦ **પ્રકાશક :** ભારતીબેન જે.શાહ ***નવભારત પ્રકાશન મંદિર***
૧૯૧૪, નાની હિંગળોક જોશીની પોળ બાલાહનુમાન, ગાંધીરોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૧

---

## પ્રસ્તાવના

વિદ્વાન વાચક મિત્રો, નમસ્કાર. મારા અગાઉના લેખનકાર્યના અનુભવ કે અભ્યાસ વિના તેમજ જે વિષય પર લખ્યું છે તે વિષયની યુનિવર્સિટીની કોઈ ડિગ્રી વિના, મારા વિચારો પ્રસ્તુત કર્યા છે. આશા છે એમાંનું એકાદ સત્યનું કિરણ કોઈને ઉપયોગી નીવડશે તો હું મારી જાતને ધન્ય માનીશ.

મારા "સત્ય" ની આડે આવતાં મારાં પ્રિય પાત્રોની અવગણના કરીને પણ લખવાનો પ્રયત્ન કર્યો છે. લોકપ્રિયતાના શિખરો સર થાય Best Seller Book બને, પુરસ્કાર મળે એવી કોઈ આશા રાખી જ નથી. લેખનનો વ્યવસાય મારી આજીવિકા ન હોવાથી આ વધારે શક્ય બન્યું છે.

આ પુસ્તકમાં એવું કશું નવીન નથી કે જે મારી અગાઉના ચિંતકોએ ન વિચાર્યુ હોય. અહીં મારા પુરોગામીઓના ચિંતનમાંથી મને અનુકૂળહોય તેવા વિચારોનું સંકલન કર્યુ છે. બધાય આને સત્ય માને એવો દુરાગ્રહ હું રાખી શકું નહી.

દુનિયામાં દરેક જીવ સુખ ઈચ્છે છે, આથી દુઃખ દૂર કરવાનું કામ મુખ્ય બની જાય છે. સર્વે દર્શનો ચાર બાબતો પર નિર્ભર હોય છે.

૧. દુનિયામાં દુઃખ છે, ૨. દુઃખનાં કારણો છે, ૩. દુઃખમાંથી મુક્ત થઈ શકાય છે, ૪. દુઃખમાંથી મુક્ત થવાના ઉપાયો છે.

હિન્દુ ધર્મશાસ્ત્રોમાં ખાસ કરી વેદ, મહાભારત અને ષડ્દર્શન દ્વારા આ ચારેય બાબતોની વિષદ છણાવટ થઈ છે; તેથી વેદ, મહાભારત અને ષડ્દર્શનમાં શ્રેષ્ઠ, તટસ્થ અને યોગ્ય વિચારોનું મહત્તમ સંકલન થયું છે. હિન્દુઓનું ધર્મ વિશેનું ઊંડું ચિન્તન સ્થળ અને સમયની મર્યાદા વગરનું છે. તેથી જ તેને સનાતન ધર્મ કહયો છે, જે સર્વસ્થળે અને કોઈ પણ સમયે માન્ય રાખી શકાય તેવો છે.

કુદરતી રીતે દરેક જીવ સુખ ઈચ્છેછે. આથી દરેક કાર્યો એવાં કરવાં જેમાં સજીવ કે નિર્જીવ સૃષ્ટિને ઓછામાં ઓછી હાનિ થાય અને સૌ સુખપ્રાપ્તિનો આનંદ માણી શકે.

મનુષ્ય સમૂહમાં રહેવા ટેવાયેલો છે એટલે <u>સામૂહિક સુખની શોધ માટેના પ્રયત્નો તે જ ધર્મ,</u> સુખનો આધાર પરોપકારવૃત્તિનો વિકાસ અને પરપીડન વૃત્તિનો રકાસ, આટલી જ ધર્મની વ્યાખ્યા. સમાજને ધારણ કરી રાખે તે ધર્મ. ધર્મનું લક્ષણ પ્રેરણા છે. જે સમાજ, જે વ્યકિતએ પરોપકાર અને અ–પરપીડનની પ્રેરણા વિકસાવી હોય તે ધાર્મિક. આમ ધર્મનું શાસ્ત્ર સમાજશાસ્ત્ર છે. જયારે જડ–ચેતન અને ઈશ્વર ભૌતિકશાસ્ત્રના વિષયો છે. પરંતુ દુનિયાના લગભગ દરેક ધર્મોમાં પરોપકાર અને અ–પરપીડનની વૃત્તિઓ વિકસાવવા ઈશ્વરનો ભય જરૂરી ગણ્યો છે, તેથી જ ઈશ્વર અને ધર્મ એક સિકકાની બે બાજુ બની ગયા. વળી, કેટલીક સમસ્યાઓનો ઉત્તર કે ઉકેલ કયારેય મળી શકતા નથી. ત્યારે ઈશ્વર ખૂબ જ ઉપયોગી થાય છે. જેમ કે મૃત શરીરને પુનર્જીવીત કરવા વિજ્ઞાન, યંત્ર કે મંત્ર કામ આવતાં નથી, ગમે તેટલાં ભૌતિક રાસાયણિક પદાર્થોના અનુકૂળ સંયોજનો વડે ચેતન તત્વ પેદા કરી શકાતું નથી કે કોઈ વનસ્પતિનું નાનકડું બીજ પણ કૃત્રિમ રીતે બનાવી શકાતું નથી, ત્યારે એનો ટૂંકો ઉત્તર "ઈશ્વરની માયા" સિવાય શું હોઈ શકે ?

ઈશ્વરના હાથમાં કોઈએ લાકડી આપી દીધી ! મનુષ્યોનાં સારાં કર્મો માટે સારાં ફળ ! અને દુષ્કૃત્યો કરનારને નરક! એકવાર આવી કર્મફળની વાત સ્વીકારી એટલે પુનર્જન્મ અને અવતારવાદ સ્વીકારવા પડે. પ્રાર્થના કરીએ તો વરસાદ આવતો એ યુગમાં આ વાત બરાબર હશે પણ અત્યારના યુગમાં માત્ર સૌનું ભલું થાય એ દૃષ્ટિકોણ સાચવવા ઈશ્વર–પાપ–પુણ્ય–સ્વર્ગ–નરક એક સુંદર કલ્પના બની રહે છે. વળી, આ બાબત જગતના સર્વે રાજયકર્તાઓ, સત્તાધીશો, ઉદ્યોગપતિઓ અને ધાર્મિક વડાઓ સારી રીતે જાણે છે અને લોકોની અજ્ઞાનતા અને મૂર્ખતાનો લાભ માણે છે!

અજાણ્યા માણસોની પરપીડનવૃત્તિનો દૃષ્ટિકોણ જાણી ન શકીએ ત્યાં સુધી આપણી પરોપકારવૃત્તિ ય છલકાવી દેવાનીય જરૂર નથી. એક કહેવત છે 'ભસતા કૂતરા કરડે નહી" પણ કૂતરાઓની આ વાતમાં સહમતિ છે કે નહીં તે જાણ્યા સિવાય પ્રયોગ ન કરાય! વાસ્કો–ડી–ગામા, મહમૂદ ગિઝની, પિઝારો, ઈતિહાસનાં ઉત્કૃષ્ટ ઉદાહરણો છે.

આપણે અતિથિ દેવો ભવ ની પરોપકારિતામાં ગૂંચવાયેલા રહયા અને વાસ્કો–ડી–ગામાએ ઝામોરીન ( કેરળના રાજા, જેણે ગામાને આશ્રય આપેલો) નું મોત નીપજાવી સંપત્તિહરણ કર્યું. ઈશ્વર આપણું રક્ષણ કરશે એની રાહ જોતા આપણે ગિઝનીના હાથે સોમનાથ લૂંટાતું જોયુ, અમેરિકાના રેડ ઈન્ડિયનોના કેદી રાજાએ લૂંટારૂ પ્રવાસી પિઝારોના "વધુ સોનું આપશે તો મૃત્યુદંડ નહી આપે" એવાં વચનોમાં વિશ્વાસ મૂકયો પછી સોનું અને જિન્દગી બેય ગુમાવ્યાં.... અત્યારે ડગલે ને પગલે ગામા, ગિઝની કે પિઝારો મળી આવે છે. ફરી એકવાર આપણે અતિથિ દેવો ભવ માં ગૂંચવાઈ ન જઈએ! અહિંસા પરમો ધર્મ માં અટવાઈ ન જઈએ! MARKETINGની મોહક વાણીમાં ભરમાઈ ન જઈએ!

સમાજનો એક ઉચ્ચસ્તરનો વર્ગ જે ઈશ્વરનો ડર રાખવાની જરૂર નથી એ સત્ય સમજયો છે તે સામાન્ય પ્રજાને ધાર્મિક આસ્થા, ભ્રામક વચનો અને છેતરામણી જાહેરાતોની આડશમાં ભયંકર રીતે લૂંટે છે. વિશ્વાસઘાત કરે છે. જેની કયારેક ખબર પડે છે, કયારેક નથી પડતી ત્યારે તમે જાણે, સ્વભાવથી મરચું ખાવા ન ટેવાયેલી બિલાડી પોતાની પૂંછડીએ લગાડેલું મરચું ચાટવાનો આનંદ માણતી હોય તેવા લાગો છો. મને કોણ જાણે કેમ મરચાવાળી પૂંછડી ચાટતી બિલાડીઓની દયા આવે છે. મારો હેતુ બિલાડીની પૂછડીએ છાની રીતે મરચું ચોપડનાર તરફ અંગુલિનિર્દેશ કરવાનો છે.... એડમ સ્મિથના પેલા દૃષ્ટિકોણને અવગણીને પણ Don't try to do any good, let good come out as a by-product of selfishness.કદી કોઈનું સારું ભલું કરવાનો પ્રયત્ન જ ન કરો, સિવાય કે 'ભલાપણું' તમારી સ્વાર્થસિદ્ધિની ઉપપેદાશ હોય!

આટલી વાત પરથી રખે ન માનવું કે ઈશ્વર પાપીઓને સજા નથી કરી શકતો તેથી તેના અસ્તિત્વનો અસ્વીકાર થાય છે. ઈશ્વર નિરંજન, નિરાકાર, સર્વવ્યાપી, અવ્યકત રૂપે સદાય આપણી સાથે જ છે, પોતાના નિયમોનું ચુસ્ત પાલન કરે છે. એટલે જ શૂન્ય ડિગ્રી સેલ્સિયસે પાણીનો બરફ અને ૧૦૦ સે. એ વરાળ થાય છે. સર્વે જીવોની અનુકૂળતા ખાતર પાણીને ઘન, પ્રવાહી અને વાયુ એવાં ત્રણેય સ્વરૂપ આપ્યાં છે અને કેટલાંય રહસ્યો માનવજાતથી અણઉકેલ રાખ્યાં છે. પણ સાત માણસોની બેઠકની ક્ષમતાવાળી હોડીમાં ૧૫ માણસો બેસી મધદરિયે મહત્તમ આસ્થાપૂર્વક પ્રાર્થના કરશે એને ઈશ્વર બચાવશે તો તેવો ઈશ્વર એક ભ્રમ હશે. ઈશ્વર પોતાના નિયમોમાંથી કોઈ પણ જાતનો પક્ષપાત રાખી કયારેય ચલિત થતો નથી. મનુષ્યનાં સારાં–ખરાબ કૃત્યોનો હિસાબ રાખવાનો ઈશ્વર પાસે સમય નથી. માનવજાતે સુખી થવું હોય તો ઈશ્વરીય નિયમોને માન આપી પરોપકાર કરવો અને પરપીડન અટકાવવું. માત્ર મનુષ્યે મનુષ્યનું પરપીડન અટકાવવું એટલું જ નહી સર્વભૂતહિતરતાઃ થવું, જળ, વાયુ અને પૃથ્વીનું પ્રદૂષણ અટકાવવું. તો સમગ્ર માનવજાત સુખેથી રહી શકે. પણ સૌ મનુષ્યોના સ્વભાવ એકસરખા હોતા નથી. સર્વે મનુષ્યો સનાતન સત્ય સાથે સહમત થઈ શકતા નથી. આથી શાસ્ત્રોની, શાસન અને કાયદાની, ધર્મની, ઈશ્વરની જરૂર પડે છે. હિન્દુઓએ પોતાનાં શાસ્ત્રોમાં ઉંડું ચિંતન કર્યુ છે. જેમાંથી મહાભારતમાંથી શ્રીમદ્ ભગવદ્ ગીતા, શાંતિપર્વ અને સાખ્ય દર્શન તેમજ યોગદર્શન નો અભ્યાસ ટૂંકા સમયમાં, સ્થળકાળની મર્યાદા સિવાય (એટલે કે વિશ્વના કોઈ પણ સ્થળે અને કોઈ પણ સમયે) વધુમાં વધુ માર્ગદર્શન આપવા સક્ષમ છે. હિન્દુ શાસ્ત્રોના આધારે માનવજાત થોડો વિચાર કરી દુઃખ–મુકત થાય તે દિશામાં એક નમ્ર પ્રયાસ અહી કરેલો છે. ૧૯૯૦ માં રશિયા તૂટયું, આપણે વૈશ્વીકરણ સ્વીકાર્યુ. એક નવી મોહમયી મલ્ટીનેશનલ્સની દુનિયામાં પ્રવેશ!

...હાડકું કરડતા કૂતરાને પોતાના તાળવામાંથી લોહી નીકળે છે પણ તે તો હાડકામાંથી લોહી ચૂસે છે એવો આનંદ માણે છે! એવો આનંદ તો આપણે નથી માણી રહયા ! અને સમસ્યાઓના ઉકેલોનો સમૂહ તમારી સામે પડયો છે તોય !

મારી પ્રથમ રચનાના પ્રકાશન સમયે, હું ગુજરાત રાજય મોટર વ્હીકલ ડીપાર્ટમેન્ટ ટેકનિકલ એસોસિયેશનના માનનીય પ્રમુખ શ્રી ડી.આર.પટેલ સાહેબ અને સામાન્ય સચિવ શ્રી જી.એમ.પટેલ સાહેબનો આભાર માનું છું.

મારા સન્માન્ય મિત્રો શ્રી જે.એન.બારેવડિયા સાહેબ (આર.ટી.ઓ), શ્રી એમ.ટી.મકવાણા સાહેબ (મોટર વાહન નિરીક્ષક), શ્રી એ.વી.મહેતા સાહેબ (નિવૃત્ત ડી.વાય.એસ.પી– એ.સી.બી), શ્રી કિરીટભાઈ મહેતા સાહેબ (એડવોકેટ, નડિયાદ), શ્રી અલીભાઈ માંકડ સાહેબ (પાળિયાદ), શ્રી ભાનુભાઈ મહેતાસાહેબ (આકાશવાણી–અમદાવાદ) નો આભાર માનું છું.

જામનગર
૨૩–૮–૨૦૦૫

ઈતિ શ્રેયમ્ ભૂયાત્
**ભવસુખ શિલુ**

---

# અ નુ ક્ર મ ણિ કા

# લેખક પરિચય



"હું"


નામઃ ભવસુખ દેવશંકર શિલુ<br>
જન્મતારીખ/ સ્થળઃ ૨૩–૮–૫૦ પાળિયાદ<br>
જિ.ભાવનગર.<br>
અભ્યાસઃ ડિપ્લોમા ઈન ઓટોમોબાઈલ એન્જિનિયરીંગ (૧૯૬૮)<br>
વ્યવસાયઃ ગુજરાત રાજયના મોટર વાહન ખાતામાં મોટર વાહન નિરીક્ષક (૧૯૭૨ થી ૧૯૯૮)<br>
૨૦૦૧ થી ટ્રાન્સપોર્ટ કમિશન એજન્ટ– શ્રી લાભ રોડલાઈન્સ.<br>
વિજ્ઞાન–ભાષા–સાહિત્ય–પ્રવાસ–સંગીત અને વાંચનનો શોખ ખરો.<br>
પત્નીઃ સવિતા, પુત્રોઃ કશ્યપ–ઓમદેવ, પુત્રીઃ પૂજા–કેતન જોષી<br>
પુત્રવધૂઃ નિશા–કશ્યપ શિલુ<br>
સરનામુઃ ૬૩–બી, પંચવટી સોસાયટી, બેડેશ્વર રોડ, જામનગરઃ PIN-361 002<br>
ફોન : ૦૨૮૮–૨૬૭૪૬૫૫ (મો) ૯૪૨૬૨ ૫૭૨૯૬ E-mail : bdshilu_ad1@sancharnet.in


---

## પ્રકરણ ૧ લું ......વિશ્વની રચના.

વિશ્વના તમામ પદાર્થોનું પ્રથમ દૃષ્ટિએ વર્ગીકરણ કરીએ તો જડ અને ચેતન એમ બે વિભાગ પાડી શકાય છે. જડ પદાર્થોમાં ચેતન સજીવસૃષ્ટિ સિવાયના તમામ પદાર્થો આવી જાય છે અને આ ચેતન સૃષ્ટિ જડ કરતાં પાંચ વિશેષ ગુણો ધરાવે છે જે જડ સૃષ્ટિમા્ર શકય નથી. તે છે જન્મ, વૃદ્ધિ, પ્રજનન, જરા(વૃદ્ધાવસ્થા) અને મૃત્યુ.

સજીવ પદાર્થનો પહેલો ગુણ તેનો જન્મ થાય છે એટલે કે અન્ય પુરોગામી સજીવ દ્વારા જન્મ થાય છે. અહીં એક પ્રશ્ન અડીખમ ઉભો છે. પુરોગામી સજીવના આત્યંતિક પુરોગામી કોણ? પહેલાં મુર્ગી કે પહેલાં ઈંડું? પહેલાં વૃક્ષ કે પહેલાં બીજ ? આ પ્રશ્નનો ઉત્તર સ્પષ્ટ નથી. કદાચ કોઈ સ્પષ્ટતા થાય તો તે સંપૂર્ણ સંતોષકારક નથી. પણ સજીવ દ્વારા સજીવનો જન્મ થાય છે તે સજીવની પ્રથમ વિશેષતા છે. જન્મ થયા પછી શરીરની વૃદ્ધિ થાય છે. વૃદ્ધિ થયા પછી અનુકૂળ સંજોગોમાં બીજો જીવ ઉત્પન્ન કરવાની ક્ષમતા પામેછે અને પોતાની જાતિનું પ્રજનન કરી શકે છે. પછી સજીવનો દેહ જીર્ણ થતો જાય છે. અંતે મૃત્યુ પામે છે. મૃત્યુ બાદ શરીરમાં સજીવપણું રહેતું નથી કે ફરી તેમાં સજીવપણું લાવી શકાતું નથી અને તેનું જડ પદાર્થમાં રૂપાંતર થઈ જાય છે. જડ પદાર્થોમાં જન્મ–વૃદ્ધિ–પ્રજનન– જરા અને મૃત્યુ જોવા મળતાં નથી.

સજીવસૃષ્ટિના હિન્દુ શાસ્ત્રોએ ચાર વિભાગ પાડેલા છેઃ અણ્ડજ, જરાયુજ, ઉદ્‌ભિજ અને સ્વેદજ. અણ્ડજ એટલે ઈણ્ડામાંથી જન્મ પામતા જીવો– સામાન્ય રીતે પક્ષીઓ (Birds), સરિસૃપ (Reptiles) , સજીવો અને જળચર સજીવોના જન્મ ઈણ્ડામાંથી થાય છે. જન્મતી વખતે જે જીવો જર કે ઓર (Plecenta પાતળા ચામડીના સ્તર) થી

વીંટળાયેલા હોય છે અને માતાના સ્તન દ્વારા પોષણ મેળવી વૃદ્ધિ પામે છે તે. સ્તનધારી જીવો (Mammals) જરાયુજ ગણવામાં આવે છે. (Playtyplus-પ્લેટીપસ જેવું પ્રાણી ઈંડામાંથી બચ્ચાં મેળવી સ્તનપાન કરાવે છે તે અપવાદ છે.)

ઉદ્‌ભિજ પ્રકારના જીવો જે જમીનમાં દટાયેલા પડયા રહે તો પણ અનુકૂળ સંજોગોમાં જમીન તોડી બહાર નીકળે છે તે વનસ્પતિ, વૃક્ષો અને ઘાસ પ્રકારની સજીવસૃષ્ટિ છે. તેમજ સ્વેદજ પ્રકારના જીવો પરસેવાથી કે બાફથી ઉત્પન્ન થાય છે તે માખી, મચ્છર, પતંગિયા વગેરે(Insects), પ્રકારના જીવો.

અન્ય પ્રકારના જીવોનુ અસ્તિત્વ બેકટેરિયા, વાયરસ રૂપે છે તે પણ સ્વેદજ પ્રકારના જીવોની કક્ષામાં ગણી શકાય.

આ ચારેય પ્રકારના જીવોનો દેહ તો જડ પદાર્થોમાંથી જ બનેલો હોય છે. તેમ છતાં ચેતન તત્વનો ઉમેરો કયાંથી, કેવી રીતે અને કેવા સંજોગોમાં થાય છે? તે અનુત્તર પ્રશ્ન છે.

વિશ્વના તમામ જડ પદાર્થો પંચમહાભૂતની અંતર્ગત આવી જાય છે. આ પંચમહાભૂત અનુક્રમે આકાશ, વાયુ,અગ્નિ, જળ અને પૃથ્વી છે. રસાયણ શાસ્ત્રે પદાર્થોમાંથી ૧૦૨ જેટલાં મૂળ તત્વોની શોધ વિકસાવીછે. પરંતુ આ બધાં તત્વો પંચમહાભૂતની અન્તર્ગત આવી જાય છે. પંચમહાભૂતનો ક્રમ પણ તર્કબદ્ધ રીતે ગોઠવાયેલો છે. દરેક મહાભૂતનો એક વિશેષ ગુણ છે અને તે ઉપરાંત પોતાના ક્રમથી આગળ રહેલા મહાભૂતોના ગુણો ધરાવે છે. એવો જ પંચમહાભૂતનો ક્રમ સૂક્ષ્મતા–સ્થૂળતા સાથે સંકળાયેલો છે. સૂક્ષ્મતા–સ્થૂળતા માટે એક તાર્કિક કલ્પના સમજી લઈએ... જેમ સૂક્ષ્મતા વધારે તેમ વ્યાપકપણું વધારે. ખૂબ સાદું ઉદાહરણ ૧ કિલો રૂ ને ૧ કિલો લોખંડની બાજુમાં રાખતાં રૂને લોખંડની સરખામણીમાં જગ્યા વધારે જોઈશે. વિજ્ઞાનની રીતે ઘનતા = વજન/કદ, જે પદાર્થની ઘનતા વધારે તે વધારે સ્થૂળ અને જેની ઘનતા ઓછી તે સૂક્ષ્મ અને જગ્યાનું રોકાણ વ્યાપકતા પણ વધારે. અહી પાંચેય મહાભૂતોમાં પૃથ્વી સૌથી વધારે સ્થૂળ છે અને આકાશ સૌથી સૂક્ષ્મ છે. આકાશથી આગળના ક્રમે સ્થૂળતામાં વધારો અને સૂક્ષ્મતાનો ઘટાડો થતો જાય છે. આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી. સૌ પ્રથમ આકાશનો વિશિષ્ટ ગુણ શબ્દ છે. વાયુનો શબ્દ ગુણ ઉપરાંત વિશિષ્ટ ગુણ સ્પર્શ છે. તેવી રીતે અગ્નિમાં શબ્દ, સ્પર્શ ઉપરાંત વિશિષ્ટ ગુણ રૂપ છે. જળમાં શબ્દ, સ્પર્શ, રૂપ ઉપરાંત વિશિષ્ટ ગુણ સ્વાદ (રસ) છે. પૃથ્વીમાં પોતાના વિશિષ્ટ ગુણ ગંધ સાથે બીજા ચારેય ગુણો છે.

સ્થૂળતાથી સૂક્ષ્મતા > પ્રલય

સૂક્ષ્મતાથી સ્થૂળતા > સૃષ્ટિ

**પંચમહાભૂત**

| સૂક્ષ્મતા–પ્રલય | > | > | > | સ્થૂળતા–સૃષ્ટિ |
|---|---|---|---|---|
| આકાશ | વાયુ | અગ્નિ | જળ | પૃથ્વી |
| શબ્દ –ગુણ | શબ્દ –ગુણ | શબ્દ –ગુણ | શબ્દ –ગુણ | શબ્દ –ગુણ |
|  | સ્પર્શ –ગુણ | સ્પર્શ –ગુણ | સ્પર્શ –ગુણ | સ્પર્શ –ગુણ |
|  |  | રૂપ –ગુણ | રૂપ –ગુણ | રૂપ –ગુણ |
|  |  |  | રસ –ગુણ | રસ –ગુણ |
|  |  |  |  | ગંધ –ગુણ |
| આકાશ થી સૂક્ષ્મ બ્રહ્મ | < વાયુ થી સૂક્ષ્મ આકાશ | < અગ્નિ થી સૂક્ષ્મ વાયુ | < જળ થી સૂક્ષ્મ અગ્નિ | <પૃથ્વી થી સૂક્ષ્મ જળ |

આ પંચમહાભૂતના ગુણોનો અનુભવ થાય તે માટે ઈશ્વરે પાંચ ઈન્દ્રિયોની રચના કરીછે. (બધા જીવોને કદાચ પાંચેય ઈન્દ્રિયો ન પણ હોય જેથી આપણે માનવદેહ કેન્દ્રમાં રાખીએ.) કાન, ત્વચા, આંખ, જીભ, અને નાક આને જ્ઞાનેન્દ્રિયો કહેવાય છે અને આ ઈન્દ્રિયો વડે અનુક્રમે શબ્દ, સ્પર્શ રૂપ રસ અને ગંધનુ જ્ઞાન થાય છે.

તેવી જ રીતે માનવ શરીરને પાંચ કર્મેન્દ્રિયો હાથ, પગ, વાણી, <u>પાયુ</u>, <u>ઉપસ્થ</u>, જેના વડે <u>કર્મ</u> કરી શકાય છે.

(<u>પાયુ</u> = ગુદા– મળોત્સર્ગ અવયવ, <u>ઉપસ્થ</u>= જનન અને મૂત્રોત્સર્ગ અવયવ, ઉત્પ્રેક્ષણ–ઉપર ફેંકવું, અવપ્રેક્ષણ–નીચે પાડવું, આકુંચન–સંકોરવું,પ્રસારણ–ફેલાવવું,ગમન–ચાલવું આ પાંચ <u>કર્મ</u> વૈશેષિક દર્શન પ્રમાણે)

માનવદેહ પંચમહાભૂતમાંથી બનેલો છે. અથવા સમસ્ત દેહધારી જીવોના શરીર પંચમહાભૂતમાંથી બનેલાં છે પણ એક ચેતન તત્વ એવું છે અદૃશ્ય, સૂક્ષ્મ, સર્વવ્યાપી, નિત્ય છે અને જે અનુકૂળ સંજોગે એકઠાં થયેલાં પંચમહાભૂતોના મિશ્રણમાં ચેતન પેદા કરે છે અને પંચમહાભૂતમાંથી દેહધારી જીવ બને છે જે જડ કરતાં જન્મ, વૃદ્ધિ, પ્રજનન, જરા અને મૃત્યુના વિશેષ ગુણો ધરાવે છે.

હવે આપણા મૂળભૂત પ્રશ્નો ઉભા થાય છે.

(૧) આ જગત કોણે બનાવ્યુ? એનો નિયામક કોઈ છે?

(૨) આ જગત કેટલાં વર્ષો પહેલાં બન્યુ અને હવે કેટલાં વર્ષો સુધી ટકી રહેશે?

(૩) આ વિશ્વ કેટલું લાંબુ, પહોળું છે? ગોળ છે કે ચોરસ ?

(૪) સૂર્ય, ચન્દ્ર, પૃથ્વી અને આકાશી પદાર્થો કોણે બનાવ્યા છે? તેને ગતિમાં કોણ રાખે છે?

આ બધું (Raw Material & Urja-Energy) કયાંથી આવ્યુ?

(૫) પૃથ્વી પર આટલી મોટી જીવસૃષ્ટિ કોણે બનાવી?

(૬) પહેલાં મુર્ગી કે પહેલાં ઈંડુ? .... પહેલાં વૃક્ષ કે પહેલાં બીજ ?

(૬.એ) પહેલાં મૃગ બન્યાં કે સિંહ ?

(૭) આપણે પ્રયોગશાળામાં કેમ જીવન ઉત્પન્ન કરી શકતા નથી?

(૭.અ) શું મનુષ્ય જાતિ એક સ્થળે ઉત્ક્રાંત થઈ અને આખી દુનિયામાં સ્થળાંતર થઈ?!

(૮) આપણે મૃત્યુ પામેલા દેહમાં કેમ પુનર્જીવન સ્થાપિત કરી શકતા નથી?

(૯) આપણે વૃક્ષો કે વનસ્પતિમાં કુત્રિમ બીજો કેમ નથી બનાવી શકતા? જેમ કે ઘઉંનુ બીજ પપૈયા જેવડું બનાવીએ તો ?

(૧૦) મનુષ્યના મૃત્યુ પછી શું થાય છે? પુનર્જન્મ શકય છે?

(૧૦.અ) શું ઈશ્વર, પાપ–પુણ્ય, સ્વર્ગ–નરક વાસ્તવમાં છે?

(૧૧) મનુષ્ય તરીકે જન્મીને જીવનનુ લક્ષ્ય કયું? કર્તવ્ય શું?

(૧૨) જગતમાં ગરીબ–અમીર,સુખી–દુ:ખી, રોગી–નિરોગી એવી અસમાનતાઓ શા માટે છ?

આ બાબતમાં સાંખ્ય દર્શન નામના આદિવિદ્વાન કપિલ મુનિએ રચેલા શાસ્ત્રમાં વિગતવાર વિચારણા કરવામાં આવી છે. જે દુનિયાના કોઈ પણ જાતના જ્ઞાન કે તત્વજ્ઞાન પ્રાપ્ત કરતાં પહેલાં મેળવવી આવશ્યક છે? સાંખ્યની ભૂમિકા સમજયા સિવાય તમામ શાસ્ત્રો એકડા વગરના મીડા જેવા છે. સાંખ્ય દર્શન આપણા પર્યાવરણ વિશે કહે છે આ વિશ્વમાં આપણું અસ્તિત્વ કયાં અને કેવી રીતે છે અને આપણી ખાસ કરી માનવ જાત તેણે મેળવેલા પર્યાવરણમાં કેવું વર્તન કરે છે તેનો ખ્યાલ આપે છે.

સાંખ્ય દર્શને સમગ્ર વિશ્વના બે ભાગ પાડયા છે. જડ અને ચેતન. જડ તત્વને પ્રકૃતિ અથવા પ્રધાન તત્વ પણ કહયું છે અને સર્વે જીવોમાં સજીવારોપણ કરતું તત્વ ચેતન તત્વ જેને પુરુષ તત્વ–આત્મ તત્વ વગેરે નામ આપવામાં આવ્યાં છે.

પ્રકૃતિ અને પુરૂષ બંને તત્વ અનાદિ છે અને એકબીજાથી ભિન્ન છે. સજીવસૃષ્ટિની રચના જડ અને ચેતનના સહયોગથી થઈ છે. ચેતન તત્વને પોતાની ઉપસ્થિતિ બતાવ્યા સિવાય કાંઈ કરવાનુ નથી. આને શાસ્ત્રોમાં આંધળા–લંગડાના સહયોગથી સૃષ્ટિક્રમ ચાલે છે એવું દૃષ્ટાંત આપવામાં આવ્યુ છે. ચેતન તત્વ પાંગળુ છે. પ્રકૃતિ અંધ છે. આંધળો લંગડાને ખભે બેસારી વ્યવહાર ચલાવે છે.

આ બધી વાતમાં જડ તત્વની મુખ્યતા અને વિશાળતા એકદમ નજરે ચડે છે. ચેતન તત્વ માત્ર જીવનની પ્રેરણા ઉભી કરવામાં પોતાનું અસ્તિત્વ સૂક્ષ્મપણે પ્રગટ કરે છે. તેથી આપણે પ્રથમ પ્રકૃતિ વિશે વિચારશું અલબત્ત, સાંખ્ય દૃષ્ટિથી વાસ્તવિકતાની નજીક દેખીતા પુરાવા સાથે.

પ્રકૃતિના બે વિભાગ છે. એક મૂળ સૂક્ષ્મ અવ્યકત પ્રકૃતિમાં આઠ તત્વોછે અને પ્રકૃતિની વિકૃતિ જેમાં સોળ તત્વો છે. તે વ્યકત સ્થૂળ અને પરિવર્તનશીલ છે. મૂળ અવ્યકત પ્રકૃતિ, સત્વ, રજસ, તમસ ગુણોયુકત છે. સૃષ્ટિના તમામ વ્યવહારોમાં સત્વ, રજસ, તમસ ગુણો પ્રગટ કરે છે. આ ગુણો અનુક્રમે પ્રકાશ, ક્રિયા અને સ્થિતિશીલ છે. ત્યાર પછીનું અવ્યકત તત્વ મહતત્વ છે. જે બુદ્ધિરૂપ છે. તે પછીનું તત્વ અહંકાર અને પછી પાંચ તન્માત્રાઓ છે, શબ્દ તન્માત્રા, સ્પર્શ તન્માત્રા, રૂપ તન્માત્રા, રસ તન્માત્રા અને ગંધ તન્માત્રા. અહીં સુધી મૂળ પ્રકૃતિના અવ્યકત, વ્યાપી તત્વોનો વિકાસ છે. જેની સંખ્યા આઠ છે. વિકૃતિમાં સોળ વ્કત તત્વો, ૧૧ ઇન્દ્રિયો અને પંચ મહાભૂત છે. અગિયાર ઈન્દ્રિયોમાં પાંચ કર્મેન્દ્રિય અને પાંચ જ્ઞાનેન્દ્રિય અને અગિયારમું મન છે. ઉપરાંત, પાંચ મહાભૂતો છે. પાંચ કર્મેન્દ્રિયોમાં હસ્ત, પાદ, વાણી, ગુદા (મળદ્વાર) અને ઉપસ્થ (પ્રજનન અવયવો) ગણવામાં આવ્યા છે. જયારે પાંચ જ્ઞાનેન્દ્રિયોમાં કાન, ત્વચા, આંખ, જીભ, અને નાક ગણ્યા છે. મન ઈન્દ્રિયો અને બુદ્ધિ વચ્ચેનું માધ્યમ છે. પંચમહાભૂત આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી છે.




આમ આખુંય વિશ્વ પચ્ચીસ તત્વોમાં સમાઈ જાય છે. **अष्टौ प्रकृतयः। षोडशः विकाराः। पुरुषः।** કાળ અને દિશા આકાશમાંથી ઉત્પન્ન થતાં હોઈ જુદા તત્વો માન્યા નથી. પ્રત્યેક સૂત્રમાં સંખ્યાનું મહત્વ હોવાથી સાંખ્ય દર્શન કહેવાય છે.

પુરૂષ તત્વ જેના પર્યાયો, આત્મા, પરમાત્મા, ઈશ્વર,પરમેશ્વર, બ્રહ્મ થઈ શકે છે.

જુદાં જુદાં ધર્મ, સંપ્રદાય, દર્શનોનો દૃષ્ટિભેદ જગતનું ઉપાદાન કારણ (ઘડાનું ઉપાદાન કારણ માટી છે તેમ) અર્થાત્ કોણે વિશ્વનુ સર્જન કર્યુ છે, પ્રકૃતિએ ? કે પુરૂષે? વળી બંને એક છે કે જુદાં? વર્ચસ્વ કોનું વધારે છે, પુરૂષનુ કે પ્રકૃતિનુ? વગેરે પ્રશ્નોની આસપાસ દુનિયાનું તમામ તત્વજ્ઞાન ઘુમ્યા કરે છે. વસ્તુતઃ આ પચ્ચીસ તત્વોથી વધારે કાંઈ નથી, જે છે અથવા માનવામાંઆવે છે તે મનુષ્યોની પરપીડન અટકાવવાની વૃત્તિ પર અંકુશ રાખી શકાય તેની કલ્પનાના જુદા જુદા પ્રકારો માત્ર છે. જે દરેક વખતે સાચા નથી પણ હોતાં !

---

## પ્રકરણ– ૨જાું....... પ્રકૃતિ અને પુરૂષ

મહર્ષિ કપિલ દાર્શિનક જગતના આદિપુરૂષ ગણાય છે.

આદિકાળથી મનુષ્ય સત્યની શોધમાં જાગૃત છે. ભારતીય ઋષિમુનિઓનું આ ક્ષેત્રમાં અદ્‌ભૂત અને મૌલિક અને વૈજ્ઞાનિક ચિંતન આજે પણ ઉપલબ્ધ છે.

આધુનિક આધિભૌતિક વિજ્ઞાન જેટલી હદે વિચારી શકે છે તેની સરખામણીમાં જરાય ઉણું ઉતર્યા વગરનું કપિલ મુનિનું સાંખ્યદર્શનને જે આધ્યાત્મ (ચેતન તત્વનું અસ્તિત્વ સ્વીકારવુ) અને અધિભૂત (ભૌતિક જડપ્રકૃતિ) અદ્‌ભૂત સમન્વય પણ કરે છે.

દર્શનોની ત્રણ મૂળભૂત વિચારધારા :

(૧)*ચેતન અને અચેતન બંને પ્રકારના તત્વોનું સ્વતંત્ર અસ્તિત્વ વાસ્તવિકતા છે.* બંનેનું સ્વતંત્ર અસ્તિત્વ હોવા છતાં એકબીજાના સહયોગથી જગતકાર્યનો નિર્વાહ સંભવ છે.

(૨)ખરેખર અચેતન જ એક મૂળ તત્વ છે જે કયારેક પોતાની અવસ્થાવિશેષ સ્થિતિના કારણે પોતાના અસલ સ્વરૂપથી જુદું લાગે છે. જેને આપણે અચેતનને બદલે ચેતન કહીએ છીએ. પરંતુ ચેતન જેવું જુદું અસ્તિત્વ કયાંય છે જ નહી.

(૩)મૂળમાં ચેતન જ વાસ્તવિક તત્વ છે. તે સિવાય કોઈ અન્ય તત્વનું સ્વતંત્ર અસ્તિત્વ નથી. આ જે જડ–જગત દૃષ્ટિગોચર થાય છે તેનું પોતાનું વાસ્તવિક સ્વતંત્ર અસ્તિત્વ નથી. મૂળ ચેતનતત્વની લીલાવશ આ સ્વરૂપ ભાસે છે.

અહી પહેલી વિચારધારા વૈદિક છે. જેનું સમર્થન કપિલ મુનિએ કર્યુ છે.(કદાચ વેદકાળથી ય પુરાતન પ્રકૃતિ–પુરૂષના પ્રતિકસમી મૂળ સિંધુ સંસ્કૃતિની લિંગ–યોનિ ની પૂજા સુધી લઈ જવામાં વાંધાસરખું લાગતુ નથી.)

પરમાત્મા કે બ્રહ્મ તત્વ પર વિશ્વાસ રાખવો પાગલપણું છે. ભકિત, ઉપાસના આદિ વ્યર્થ બકવાસ છે. આપણી ચારે તરફ રહેલા જગતની વિભૂતિ માત્ર છીએ. આવી માન્યતા પણ હતી તેથી તત્કાલીન સમાજ દેવ અને દૈત્ય(અસૂર) એવા બે સંઘોમાં વિભકત થઈ ગયો. દેવો અધિભૂતની ઉપેક્ષા કર્યા વગરઅધ્યાત્મમાં નિષ્ઠા રાખવાવાળા હતા અને દૈત્યો માત્ર અધિભૂતમાં, બૃહસ્પતિ (દેવોના ગુરૂ નહિ !), ચાર્વાક, બુદ્ધ, સાંખ્યના વાર્ષગણ્ય, પાશ્ચાત્ય દર્શનમાં હેગલ, કાર્લ માર્કસ વગેરે મહાનુભાવોએ ઈશ્વરના અસ્તિત્વની ઉપેક્ષા કરી છે. (તેઓ ઈશ્વરને માત્ર મનુષ્યોના પાપ–પુણ્યોની સજા કરનાર તત્વ જ માનતા હોવા જોઈએ.) બુદ્ધે પોતાના મન્તવ્યોનું સ્થાપન વૈદિક પરંપરાના નામે થતા ભ્રષ્ટાચારની પ્રતિક્રિયા રૂપે કર્યુ હોવાં છતાં ઈશ્વરનિષેધપર કોઈ સ્પષ્ટ સંકેત મળતા નથી. છતાં તેમના શિષ્યો તેમના ઉપદેશોનો જે અભિપ્રાય સમજયા તે ચાર્વાક વગેરેની નજીક હતાં.

મનુષ્ય પોતાના સ્વભાવની દુર્બળતાને લીધે નવીનતા તરફ દોડે છે અને ઠોકર ખાય છે.

**એકમાત્ર ચેતન તત્વની સત્તાની ઘોષણાઃ**

બુદ્ધના મતની પ્રબળતાને લીધે પરમાત્માની વિમુખ થતી જતી જનતાના પથભ્રષ્ટ થવાના ભયની પ્રતિક્રિયારૂપે કેટલાક વિદ્વાનોએ પરમેશ્વર–ચેતન–બ્રહમનું અસ્તિત્વ ન હોવાની વાત અસંગત ઠરાવી અને વસ્તુતઃ અસ્તિત્વ માત્ર ચેતન સત્તાનું જ છે તેમ ઘોષિત કર્યુ અને બૌદ્ધ ધર્મની બાહય પ્રક્રિયા એ જ રૂપે સ્વીકારી બ્રહ્મની ઉપસ્થિતિ સર્જી દીધી. જગદ્ગુરૂ શંકરાચાર્યે આ વિચારને પુષ્ટિ આપી શાસ્ત્રોનો આધાર મેળવ્યો. જેમાં વ્યાસમુનિનું વેદાન્ત–સૂત્ર, અગિયાર ઉપનિષદો અને શ્રીમદ્ ભગવદ્ગીતાનું નામ ખાસ છે.

( કોઈ પણ નવા હિંદુદર્શન ની શરૂઆત આ ત્રણે ય ગ્રંથો ના સ્વીકૃતિ લીધા પછી થાય છે, આને પ્રસ્થાનત્રયી પણ કહેવામાં આવે છે. વેદાન્ત–સૂત્ર એ બ્રહ્મસૂત્ર કે ઉત્તરમિમાંસા પણ કહેવાય છે, અગિયાર ઉપનિષદો માં ઈશ,કેન,માણ્ડુકય,કઠ,મુણ્ડક,પ્રશ્ન, ઐતરિય,તૈતરિય,બૃહદારણ્યક,શ્વેતાશ્વતર અને છાન્દોગ્ય છે. ગીતાપર્વ મહાભારતના ભીષ્મ પર્વ અન્તર્ગત છે.)

શંકરાચાર્યના દૃષ્ટાંતમાં રાત્રે દોરડાને સાપ માની ભય–પીડિત રાત્રિ ગુજારનાર પથિકને જયારે સવારના પ્રકાશમાં દોરડું દેખાય છે, તે અનિર્વચનીય માયા ચેતનતત્વની જ માયા છે. ખરેખર સાપ નથી, માત્ર અવિદ્યા–અજ્ઞાન દૂર થયે અને પ્રકાશની સ્થિતિમાં દોરડું છે, છતાં આખી રાત ચિંતામાં ભયભીતપણે કાઢવી પડેછે તે અનિર્વચનીય માયાની વ્યાવહારિક સત્તા છે. જયારે અજ્ઞાન દૂર થઈ પ્રકાશ રેલાય અને સાચી ખબર પડે કે દોરડું સાપ જેવું લાગેલું. જેમ આત્મજ્ઞાન થયે સંપૂર્ણ જગત કાલ્પનિક લાગે છે તેમ પ્રાતિભાસિક સત્તાનું જ્ઞાન થાય છે. તેથી પ્રકૃતિને માયા ગણી છે અને તે ચેતન તત્વ બ્રહ્મની લીલાવશ આપણને દેખાય છે સાપની જેમ વાસ્તવમાં તો દોરડું જ છે. બ્રહ્મ સત્યં જગન્મિથ્યા !

જગતનુ ઉપાદાન કારણ ચેતન તત્વ નથી. જગતનું ઉપાદાન તો તે મૂળતત્વ હોય જેનો સીધો વિકાર અથવા પરિણામ આ જગત છે. શંકરે માયાને મૂળતત્વ માની. જગત માયાનું પરિણામ અને ચેતનનું વિવર્ત છે (પરિણામ એટલે જેનો વિકાર કારણની સદૃશ હોય એને વિવર્ત એટલે વિસદૃશ વિકાર.) માયા જગતરૂપે દેખાય છે તે પરિણામનો આધાર ચેતનતત્વ છે. ચેતન બ્રહ્મના આશ્રય વિના માયાનું પરિણામ સમ્ભવ નથી. જેમ કે દૃષ્ટાંતમાં સર્પનું અસ્તિત્વ અજ્ઞાનનું પરિણામ છે. પણ દોરડાના આશ્રય વિના સમ્ભવ નથી. જો દોરડું જ ન હોત તો સાપ હોત જ નહી.

આ તર્કમાં શંકરે ચેતન તત્વ સ્વતઃ પરિણામી નથી તે બતાવવા જ કર્યો છે અને જગતના મૂળનું કારણ સ્વીકારવામાં પોતાના મન્તવ્યને અનુકૂળ થઈ શકાય. છતાંય બ્રહ્મ–ચેતન તત્વને પરિણામી થવામાં બચાવી શકાતું નથી. એવી કઈ પ્રક્રિયા છે જયાં કૂટસ્થ અપરિણામી બ્રહ્મ જગદાકારમાં પરિણીત પણ થઈ જાય છે. વળી જેમ ઘડો બનાવવા કુંભારને માટી અને કુંડલ બનાવવા સોનીને સોનું તો જોઈએ જ અથવા ગમે તેવો જાદુગર હોય તો ય પોતાના શરીરમાંથી કોઈ વસ્તુ બનાવી શકતો નથી. બાહય સાધનો અહી જરૂરી છે. પરંતુ બ્રહ્મથી જગત્ ઉત્પન્ન કરવામાં આ વ્યવસ્થા લાગુ નથી પડતી. લીલાવશ બધું થાય છે. પણ આ સમાધાન ગળે ઉતરે એવું નથી. જો આ લીલાવશ હોય તો જપ, તપ, દાન, દયા, બ્રહ્મચર્ય, બ્રહ્મજિજ્ઞાસા, મુમુક્ષા વગેરે પણ વ્યર્થ સાબિત થાય.

આથી એકમાત્ર અચેતન વસ્તુ જ અચેતન–ચેતનનો નિયંતા હોય કે અવસ્થા વિશેષની સ્થિતીમાં આપણને અચેતનમાંથી ચેતન મળતું હોય તે સ્થિતિ અને બ્રહ્મ જ જગતનું ઉપાદાન કારણ અને ચેતન તત્વ હોય એ સ્થિતિમાં શબ્દોની હેરફેર સિવાય કાંઈ ફરક પડતો નથી. એકમાં અચેતન સર્વસત્તાધિશ છે. એકમાં ચેતન સર્વસત્તાધિશ છે પણ વાસ્તવમાં આમ નથી.

આટલી વાત જાણ્યા પછી આપણે કહી શકીએ કે વૈદિક તર્ક પ્રકૃતિ અને પુરૂષ, ચેતન અને અચેતનની સ્વતંત્ર ઉપસ્થિતિ બંનેનુ અનાદિપણું વગેરે માનવામાં વાંધાસરખું પ્રતીત થતું નથી.

આપણે કપિલ મુનિએ સ્વીકારેલી વૈદિક માન્યતા જેમાં ચેતન અને અચેતન તત્વના જુદાં જુદાં અસ્તિત્વ માનવામાં આવ્યા છે તેવા સાંખ્ય દર્શનના આધારે આગળ ચાલીએ તો ચેતન તત્વ તેના અવ્યક્ત, વ્યાપક, નિત્ય અને અવિકારીપણાથી જેટલું રહસ્યમય છે તેટલું જ અચેતન તત્વ તેની ભૌતિક સૂક્ષ્મતા અને સ્થૂળતાથી રહસ્યમય છે.( અણુ–પરમાણુ અને અવકાશી પદાર્થોમાં રહેલી ગતિ,પ્રકાશ,ઉષ્ણતા રહસ્યમય જ છે.)

# પ્રકૃતિ.

પ્રકૃતિના સંદર્ભે આધુનિક વિજ્ઞાનનો દૃષ્ટિકોણ લઈએ. સંશોધનોએ એવું પ્રસ્થાપિત કર્યુ છે, જે કોઈ વસ્તુ જગ્યા રોકે છે તે પદાર્થ છે તે સામાન્ય રીતે ઘન, પ્રવાહી, અને વાયુ સ્વરૂપમાં હોય છે. પદાર્થનો નાનામાં નાનો અણુ (Molecules), નો બનેલો હોય છે અને અણુ વળી એનાથી ય ખૂબ નાના પરમાણુ (Atom), નો બનેલો છે. જે પદાર્થના અણુ બધા સમાન પરમાણુઓનો બનેલો હોય તેને(Element), તત્વ કહે છે. જે અણુઓ અસમાન પરમાણુઓના બનેલા હોય તેને(Compound), સંયોજન કહેવાય છે.

પરમાણુની રચનામાં એક સખત જથ્થો (Core), હોય છે. તેને NucleuS, કહે છે.તે બે પ્રકારના સૂક્ષ્મ પરમાણુઓનો બનેલો છે. Proton અને Neutron (૧૯૩૨માં ચાડવીક નામના વૈજ્ઞાનિકે શોધેલા. ત્યારબાદ Messons અને Neutrino અને Electo Nucleus જેમાં રહેલા માલૂમ પડયા છે. આ બધા થઈને ૧૭ પ્રકારના પરમ સૂક્ષ્માણુઓ Nucleons તરીકે ઓળખાય છે. તેમાંથી ત્રણને Leptons અને પાંચને Mesons અને નવને Barions કહે છે.)

Nucleons, માં રહેલા Proton (ધન વિદ્યુતભાર) Electricaly Positive Charge ધરાવે છે, જ્યારે Neutron તટસ્થ છે. Neutron Proton જેટલોજ ભારે હોવા છતાં કોઈ પણ જાતનો વિદ્યુતભાર ધરાવતો નથી. Proton અને Neutron <u>પ્રબળ આણ્વિક શકિતથી</u> સખત જોડાયેલા છે. જેનુ કારણ મળી શકયું નથી.

સરખામણીમાં વધુ જથ્થાવાળાં Nucleus ફરતા અંડાકાર કક્ષામાં Electron કહેવાતાં પરમ સૂક્ષ્માણુ ફરી રહયા છે જે નહિવત્ Negative વિદ્યુતભાર ધરાવે છે. અને તેનું વજન Proton કરતાં ૧/૧૮૪૦ જેટલું છે. અણુંનું આવું એક દૃશ્ય Bohar-Rutherfold મોડલ તરીકે ઓળખાય છે.

એવું માલુમ પડયું છે કે પરમાણુ નાનકડી સૂર્યમાળા જેવા છે. ભારે ઘનભારવાળું ન્યુકલીયસ કેન્દ્રસ્થાને રહી સૂર્યનો ભાવ ભજવેછે. અને નિયત કક્ષામાં ફરતા ઈલેક્ટ્રોન ગ્રહોનો પાઠ ભજવે છે. ઈલેક્ટ્રોન જે ગ્રહની જેમ ન્યુકલીયસની આજુ બાજુ ફરે છે તે ન્યુકલીયસની સાઈઝ કરતાં ઘણું મોટું અંતર હોય છે તેથી પરમાણુની મોટી જગ્યા જાણે કે ખાલી પડી રહે છે. હજી પણ આગળનો ભાગ વિજ્ઞાનનો વિષય છે. (આપણે જેમાં ખાલી જગ્યા પડી રહે છે અને અતિસૂક્ષ્મકણો વચ્ચેના આકર્ષણ માટે માધ્યમ બની રહેછે. તેની સાથે મતલબ છે કારણકે તે બ્રહ્મનુ અસ્તિત્વ છે પંચમહાભૂતોની સૂક્ષ્મતાનો ક્રમ આપણે જોયો કે પૃથ્વીથી આકાશ તરફ જતાં સ્થૂળતામાંથી સૂક્ષ્મતા જતી જાય છે. આકાશ સૌથી સૂક્ષ્મ છે અને ર આકાશશથી ય સૂક્ષ્મ બ્રહમ છે અને સૂક્ષ્મતા પૃથ્વી પર નહી પણ સમસ્ત વિશ્વમાં ફેલાયેલી છે–Universal છે. પ્રકાશના કિરણોના તરંગો, વિદ્યુત તરંગો, ચુંબકીય તરંગો અને ગુરૂત્વાકર્ષણ બળનું માધ્યમ છે. સૂર્યની આસપાસ ગ્રહોનું નિશ્ચિત અંતરે, નિર્ધારીત ગતિએ, નિર્ધારિત કક્ષામાં ફરવું અને તેવી જ રીતે એક પરમાણુંમાં પણ સૂક્ષ્માણુંઓનુ ફરવું, ગતિ કરવી તે વૈજ્ઞાનિક પ્રયોગો અને ટેકનોલોજીએ

વિકસાવેલાં સૂક્ષ્મદર્શક યંત્રોએ અને દૂરદર્શક યંત્રો વડે સહેલાઈથી જાણી શકાય તેવું સાંપ્રત યુગમાં શકય બન્યું છે. પણ વિજ્ઞાનની થોડી મર્યાદા છે. તે How ? પ્રશ્નાર્થનો પ્રત્યુત્તર આપી શકે છે પણ Why ? પ્રશ્નાર્થનો ઉત્તર આપી શકતું નથી. વિજ્ઞાન કહી શકે પાણીનું ૧૦૦ સે. ના ઉષ્ણતામાને વરાળમાં રૂપાંતર થાય છે. પણ શા માટે થાય છે, કોણ કરે છે? ૧૦૦.સે. ના બદલે ૯૦.સે. કે ૧૧૦.સે. ઉપર કેમ નહી ?! આ બધા અનુત્તર પ્રશ્નો છે.

અણુ–પરમાણુની માપ સાઈઝનાં કેટલાંક તારણો પરમાણુંમાં રહેલી ખાલી જગ્યા ! એક તોપરમાણું અને વળી પાછી ખાલી જગ્યા તે સમજવા ખાતર લખ્યા છે. ન સમજાય તોય વાંધાસરખુ નથી.

પરમાણુંનો વ્યકત વ્યાસ $=10^{-10}$ METER.
(એટલે કે એકના છેદમાં દસ મીડાવાળો એકડો. એકના છેદમાં ત્રણ મીડાવાળો એકડો હોય તો ૧/૧૦૦૦ મીટર = ૧ મીલીમીટર થાય હવે અહી મીલીમીટરનો ય ૧ કરોડમો ભાગ થયો ! )

પરમાણુ કેન્દ્રનો વ્યાસ $=10^{-5}$ એટલે પરમાણુનો વ્યાસ તેના કેન્દ્રના વ્યાસ કરતાં એક લાખ ગણો થયો !

હાઈડ્રોજનનો પરમાણુ લઈએ તો જાણે કે ક્રિકેટના દડાથી ત્રણ કીલોમીટર દૂર ફરતો સાબુનો પરપોટો !

આમ દરેક પદાર્થનુ પાયાનું બંધારણ પરમાણું છે. પરમાણુ નાનકડી સૂર્યમાળા જેવો છે. ન્યુકલીઅસ સૂર્યસ્થાને છે, ઈલેકટ્રોન ગ્રહ સ્થાને છે. સૂર્યના આકર્ષણ બળથી ગ્રહો સૂર્ય તરફ ખેંચાયેલા રહી ચોકકસ કક્ષાએ ભ્રમણ કરે છે. તેવી જ રીતે ન્યુકલીઅસમાં રહેલા ઘનભારવાળા પ્રોટોનના આકર્ષણ વડે ઋણભારવાળા ઈલેકટ્રોન જુદી જુદી કક્ષામાં ભ્રમણ કરેછે. જેટલા સૂક્ષ્માણું પ્રોટોનના હોય છે તેટલાજ ઈલેકટ્રોનના હોય છે. આ પ્રોટોનની સંખ્યા જ દરેક તત્વને જુદાં પાડે છે અને તત્વનો પરમાણુ ભારાંક નકકી કરેછે.

એવું નોંધાયુ છે કે પ્રોટોનમાં જેટલો ઘનભાર હોયછે તેટલો જ ઈલેકટ્રોનમાં ઋણભાર હોય છે. પરમાણુ પોતે Electrically તટસ્થ છે. પ્રોટોનનું વજન = $1.66 \times 10^{-27}$ Killogram છે. જયારે ઈલેકટ્રોનનું વજન $9.1\times10^{-31}$ Killogram છે, જે સૂક્ષ્મ ઋણ વિદ્યુતભાર ધરાવે છે.

વિદ્યુતભાર ૧ Colomb $==6.24 \times 10^{18}$ Electron અથવા
Charge of electron = $=1.602 \times 10^{-9}$ Coulomb હોય છે.
પરમાણુ ના દરેક Electron એક જ કક્ષામાં કે એક જ સપાટીએ નથી હોતા. એક જ પરમાણુમાં જુદી જુદી અને નાનીમોટી કક્ષાઓમાં ફરનારા ઈલેકટ્રોનની સંખ્યા નિયત હોય છે.

Electrons ને અંડાકાર કક્ષામાં ફરતા રાખવા કેન્દ્રગામી (Centripetal Force) બળ, ન્યુકલીયન્સમાંથી આકર્ષિત કરતું હોવુ જોઈએ. નજીકની કક્ષા પર ફરતાં Electron પર આ બળની માત્રા વધારેહોવી જોઈએ અને દૂરની કક્ષામાં ફરતા Electron પર ઓછી . વળી વચ્ચેની કક્ષામાં ફરતાં Electron નો પડદો બહારની કક્ષામાં ફરતાં electrons પર આકર્ષણ બળ ઘટાડે છે. સામાન્ય રીતે ધાતુના પરમાણુમાં બહારની કક્ષામાં ફરતા Electrons ખૂબ ઢ ીલી રીતે પરમાણુ કેન્દ્ર સાથે જોડાયેલા હોય છે. ખરેખર તો તે મૂળ પરમાણુ કેન્દ્ર સાથે નામના જોડાયેલા હોય છે. અને મુકત રીતેબીજા પરમાણુઓ સાથેવહન થતા હોયછે. જેની દિશા ચોકકસ નથી. એકબીજા સાથે અથડાતા પણ હોય છે. આ રીતેમુકત ફરતા Electrones ને Electron Gas કહે છે. હરતા ફરતા ઈલેકટ્રોનને IONS કહેવાય છે. જે પરમાણુની બહારની કક્ષામાંથી Electrones જલદી છૂટા પડે તે વિદ્યુતવાહક પદાર્થ કહેવાય છે. સામાન્ય રીતે ધાતુઓ સારી વિદ્યુતવાહક ગણાય છે. જયારે જે પરમાણુના Electrones મજબૂતાઈથી પરમાણુ કેન્દ્રની કક્ષામાં જોડાઈ રહેછે. વિદ્યુતનો અવાહક પદાર્થ હોય

છે. કેટલાક પદાર્થો વિદ્યુતના અર્ધવાહકો પણ હોય છે. આમ અણુપરમાણુનો અભ્યાસ વિદ્યુત રસાયણથી માંડી અણુબોમ્બ સુધી લઈ જાય છે.

આધુનિક વિજ્ઞાનની અણુ–પરમાણુ અને સૂર્યમાળાની વાત માત્ર પ્રકૃતિના સૂક્ષ્મ વ્યવહારો દર્શાવવા પુરતી છે. આથી જ શાસ્ત્રોમાં **पिण्डे पिण्डे ब्रह्माण्डे ।** કહ્યું છે.

આપણે માત્ર પરમાણુંમાં રહેલી ખાલી જગ્યા અને પરમાણુ કેન્દ્રની આકર્ષણ શકિત સુધી છે. જેની રચના સૂર્યમાળા જેવી છે. આ ખાલી જગ્યા અને આકર્ષણબળ પ્રકૃતિના લક્ષણો સમજવાનાં છે. પરમાણુમા રહેલી ખાલી જગ્યા અને અવકાશમાં રહેલી ખાલી જગ્યાને કાંઈક સબંધ છે. પરમાણુના સૂક્ષ્માણુ વચ્ચેનું આકર્ષણ અને સૂર્ય અને તેના ગ્રહો વચ્ચેના આકર્ષણમાં પણ કોઈ સમાનતા છે. હાલ પૂરતું પરમાણુ કે વિશ્વમાં રહેલી ખાલી જગ્યા એવું માધ્યમ છે જે આકર્ષણ અપાકર્ષણવાળા બળનું વહન કરે છે. સૂક્ષ્મ કે સ્થૂળ પદાર્થોને જગ્યા આપે છે તે જ બ્રહ્મ છે. Electrones ની હેરફેર પ્રકૃતિનું રહસ્ય છે તે સિવાય ગુરૂત્વાકર્ષણ ગતિ, ચુંબકતત્વ, વિજાણુ તરંગો, ઉષ્ણતા અને પ્રકાશ પ્રકૃતિના ખાસ લક્ષણો છે. (પ્રકાશ–સત્વગુણ, તરંગો–રજોગુણ અને ગતિ અને ગુરૂત્વાકર્ષણ–તમોગુણમાં આરોપિત કરવામાં વાંધા સરખું નથી. કારણ કે આ જ મૂળ સૂક્ષ્મ પ્રકૃતિ છે જેને યોગમાં પ્રકાશ–ક્રિયા–સ્થિતિશીલ કહેલી છે.) જેમ ચેતનનાં ખાસ લક્ષણો જન્મ, વૃદ્ધિ, પ્રજનન, જરા અને મૃત્યુ છે તેમજ, પ્રકૃતિ અને ચેતન પોતાના સૂક્ષ્મ વ્યવહારો બ્રહ્મના માધ્યમથી કરે છે તેવું અનુમાન બાંધી શકાય.

બ્રહ્મ આકાશથી ય સૂક્ષ્મ છે વૈજ્ઞાનિકો અગાઉ જેને Ether કહેતા અને પાછળથી સાબિત ન કરી શકયા તે પ્રકાશ,તરંગ અને ગુરૂત્વાકર્ષણ–ગતિનું માધ્યમ છે.ઉપરાંત પ્રકૃતિ પુરૂષના વ્યવહારોનુ પણ!

સાંખ્યની દૃષ્ટિએ આપણે પ્રકૃતિના બે વિભાગ પાડયા છે. જેમાંનો એક વ્યકત અને બીજો અવ્યકત. પ્રથમ આપણે પ્રકૃતિના અવ્યકત, સૂક્ષ્મ, વ્યાપક, નિત્ય તત્વો વિશે વિચારીશું અહી એક વાત યાદ રાખવી જરૂરી છે કે જે વસ્તુ સૂક્ષ્મ છે તે વધારે વ્યાપક છે. તે ભૌતિક પદાર્થોમાં જોઈ શકાય છે પણ જે કલ્પનાતીત સૂક્ષ્મ વસ્તુ છે જેને સૂક્ષ્મ વસ્તુ તો કહી જ ન શકાય, માત્ર અત્યંત સૂક્ષ્મતા છે અને તે સર્વવ્યાપી છે. વિભુ છે, નિત્ય છે, ૧ ભાગ્યા શૂન્યની કાલ્પનિક કિંમત ( Infinity α –અનંતતા) ની જેમ. એવી રીતે ૧" ની વ્યાસની ધરીનેગોળ ફેરવીએ ત્યારે છેડાનું બિંદુ **2π**ત્રિ.ઈંચ જેટલું અંતર એક આંટો ફરી રહેશેત્યારે કાપશે. જયારે કેન્દ્ર તરફ જતાં બિંદુ ઓછુ ઓછું અંતર ફરશે અને જે ખરેખર, કેન્દ્ર છે ત્યા એક બિંદુ ધરી ગમે તેટલુ ફરે તો પણ તે કેન્દ્રની ગતિ શૂન્ય હશે. એટલેકે સ્થિર હશે ! કયારેક આવું કેન્દ્ર વાસ્તવિક રીતે નહી મળે ! હોવા છતાં પણ નહી મળે. માત્ર કલ્પના જ કરવાની પણ આ કલ્પનામાં ગગનવિહાર નથી, કંઈક એવું છે જે અનુત્તર છે, શૂન્ય છે, અનંત છે, વચ્ચે આપણે કયાંક છીએ !

આમ આપણી અવ્યકત સૂક્ષ્મ પ્રકૃતિનાં આઠ તત્વોછે. જેમ મૂળ પ્રકૃતિ જે જગતના તમામ પદાર્થોમાં સત્વ, રજસ, તમસરૂપે સૂક્ષ્મ રીતે રહેલી છે. આ સત્વ, રજસ, તમસ અનુક્રમે પ્રકાશ ક્રિયા અને સ્થિતિરૂપે પ્રતિક્રિયા દર્શાવે છે.

પ્રકૃતિનું બીજું અવ્યકત તત્વ મહત્ છે. મહત્નો પયાર્ય બુદ્ધિ પણ છે. બુદ્ધિ ચેતન તત્વ સાથે જોડાયેલી પ્રકૃતિમાં હોય છે. જેને દેહધારી જીવો કહેવાય તેમાં એક બુદ્ધિ તત્વ હોય છે. જે પોતાના દેહમાં ગોઠવાયેલાં ભૌતિક તત્વોના સત્વ, રજસ, તમસનાં સંયોજનો પ્રમાણે નિર્ણય, સ્મૃતિ, સંસ્કાર, સ્વભાગ પ્રદર્શિત થયા કરેછે અને તે રીતે વ્યકિતગત લોભ, ક્રોધ, મોહ પ્રગટ થવાનો પ્રસંગ બેવડાયા કરે છે. આથી જ સામાન્ય રીતે આપણે "પ્રાણ અને પ્રકૃતિ સાથે જ જાય" એવી કહેવત વાપરીએ છીએ. ભૌતિક પદાર્થોના મહત્વ બાબતે શાસ્ત્રમાં ચર્ચા જોવા મળી નથી. પણ દરેક પદાર્થ જેનું ભૌતિક રાસાયણિક બંધારણ

વિશિષ્ટ ગુણો સાથે અલગ અસ્તિત્વ પ્રદર્શિત કરેછે તે જ મહત્ કહી શકાય.જે બુદ્ધિ,સ્વભાવ,શારીરિક વિશિષ્ટતા સઘળું જે તે દેહધારીને મળેલા સત્વ,રજસ,તમસ ના જથ્થા સાથે સંકલિત છે.

આગળ પ્રકૃતિનું અવ્યકત તત્વ અહંકાર છે. જે મહત્વનું જ પરિણામ છે. 'હું' અને 'મારૂં' એવા અભિમાન સાથે પ્રગટ થાય છે. અહંકાર ત્રણ પ્રકારનો છે. વૈકૃત, તૈજસ અને ભૂતાદિ એટલે કે સાત્વિક, રાજસિક, અને તામસિક. રજોગુણ–તમોગુણને દબાવી સત્વ ગુણની પ્રબળતા વધે ત્યારે વૈકૃત અહંકાર પ્રગટ થાય છે તેવી રીતે સતવ, તમસને દબાવી રાજસિક અને સત્વ, રજસને દબાવી તામસિક અહંકાર પ્રગટ થાય છે.

અહંકારના પરિણામો બે પ્રકારની સૃષ્ટિ જન્માવેછે. વ્યકત અને અવ્યકત. વ્યકતમાં અગિયાર ઈન્દ્રિયો છે. અવ્યકતમાં પાંચ તન્માત્રાઃ આમ આગળ સૂક્ષ્મ ચિંતન કરવામાં આવ્યુ છે.

ભૌતિક પદાર્થોનો અહંકાર પદાર્થનાં તત્વ, મિશ્રણ અને સંયોજનના પ્રસ્તુત અસ્તિત્વની વિશિષ્ટ ઓળખ કહી શકાય. જેમ કે, સુવર્ણ વર્ગમાં મૂળ તત્વ સુવર્ણ–એયુ છે. તેના ઉપયોગ અને મિશ્રણના આધારે વિશેષ ઓળખ ઉભી થાય છે. ૨૪ કેરેટનુ શુદ્ધ સોનુ, ૧૪ કેરેટનુ સોનું, તાંબુ ભેળવેલ હોય તેવું લાલ સોનું, ચાંદી કે જસત ભેળવેલ સોનું, અલંકારો માટેનું સોનું, ઔષધિ માટેનું સોનું, ઔદ્યોગિક સાધનોમાં વપરાતું સોનું, દરેક જૂથમાં દરેક જગ્યાએ સોનું પોતાનું અલગ અસ્તિત્વ પ્રગટ કરે છે તે તેનો અહંકાર છે.

આગળ અહંકારના અવ્યકત પાંચ તત્વો તે પાંચ તન્માત્રા આવે છે. તે તામસ અહંકારનું પરિણામ હોવાથી તન્માત્રા તમોગુણપ્રધાન છે. જડ છે. અપ્રત્યક્ષ છે. અવિશેષ છે.

આ પાંચ તન્માત્રા, શબ્દ તન્માત્રા, સ્પર્શ તન્માત્રા, રૂપ તન્માત્રા, રસ તન્માત્રા, અને ગંધ તન્માત્રા છે. જે વિશેષ કે સ્થૂળ રૂપે નથી. સૂક્ષ્મ અને અવ્યકત છે. આથી શાસ્ત્રકારોએ આ વિશેષ કહયા છે. અર્થાત્ શબ્દ તન્માત્રામાં સામાન્ય રીતે શબ્દગુણ હોય છે. પણ ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત, અનુનાસિક વગેરે વિશેષણોથી જોડાયેલો શબ્દગુણ હોતો નથી. તેમજ શબ્દ તન્માત્રા આકાશના શબ્દગુણ પ્રગટ કરવાની પ્રકૃતિનું સૂક્ષ્મ મૂળ છે. તે દ્વારા ઉત્પન્ન થતો શબ્દ દેહધારી જીવોમાં જેણે શ્રવણેન્દ્રિય ગુમાવી ન હોય તે ઉપરાંત વૃક્ષો વગેરે જે જીવોમાં શ્રવણેન્દ્રિય નથી તે સિવાયના શબ્દનો અનુભવ કરી શકે છે. ખળખળ વહેતા ઝરણાનો કેવીજળીનો શબ્દ જે શબ્દ તન્માત્રાનું તેના પરિણામરૂપ આકાશ મહાભૂતના ગુણનું પ્રાગટય છે તેવી રીતે તમામ શબ્દ, અવાજનું નિમિત્ત કારણ શબ્દ તન્માત્રા છે. આવી જ રીતે દરેક તન્માત્રાનું સમજવું

પાંચ તન્માત્રાઓ શબ્દ તન્માત્રા, સ્પર્શ તન્માત્રા, રૂપ તન્માત્રા, રસ તન્માત્રા અને ગંધ તન્માત્રા વડે અનુક્રમે પંચમહાભૂતો આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી પરિણમે છે. જેના શબ્દ, સ્પર્શ , રૂપ રસ, અને ગંધ ગુણો છે. પૃથ્વીમાં પાંચેય ગુણો છે. જળમાં ચાર, અગ્નિમાં ત્રણ, વાયુમાં બે અને આકાશમાં એક જ ગુણ છે. શબ્દ જેની ચર્ચા અગાઉ કરી છે. પંચમહાભૂતના તમામ પરમાણુ પાંચ તન્માત્રામાંથી પ્રગટ થાય છે તે જાણવું. પાંચ તન્માત્રામાંથી પરિણમતા પાંચ મહાભૂત વ્યકત છે અને પ્રકૃતિનો વિકાર છે તેવી જ રીતે અહંકારમાંથી ઉત્પન્ન થતી અગિયાર ઈન્દ્રિયો પણ પ્રકૃતિના વિકાર છે તેથી વ્યકત છે. સાંખ્યદર્શન મૂળ તો ત્રણ સૂત્રોમાં જ પુરૂ થાય છે. વિશ્વમાં ૨૫ તત્વો છે. **अष्टौ प्रकृतयः। षोडशः विकाराः। पुरुषः।**વધુ સ્પષ્ટતા અને ચોકકસ સમજૂતી માટે વિશેષ સૂત્રો, કારિકાઓ, વાર્તિક, ભાષ્ય, ટીકા વગેરે છે. જે પચ્ચીસ તત્વોની આસ પાસ ફર્યા કરેછે.

હવે **ષોડશઃ વિકારાઃ ।** માં અવ્યકત પ્રકૃતિની વિકૃતિ **૧૬** છે. જે વ્યકત છે તેમાંથી **પાંચ મહાભૂતો** વિશે આપણે જાણ્યુ. તે સિવાય અગિયાર વિકારોમાં **પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય** અને એક **મન** છે.

પાંચ જ્ઞાનેન્દ્રિયોમાં શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, રસના, ઘ્રાણેન્દ્રિય, તથા પાંચ કમેન્દ્રિયોમાં હસ્ત, પાદ, વાણી, પાયુ (ગુદા) અને ઉપસ્થ (જનનેન્દ્રિય) છે. મન ઉભયરૂપ છે એટલે કે કમેન્દ્રિય છે અને જ્ઞાનેન્દ્રિય પણ છે.

ઇન્દ્રિય ઈન્દ્ર એટલે કે આત્માના ચિહનરૂપ હોવાથી "ઇન્દ્રિય" કહેવાય છે. આત્મા સાથે ઈન્દ્રિય જોડાયેલી છે તેની સ્પષ્ટતા કરવામાં આવે તો, કાન શ્રવણેન્દ્રિય હોવા છતાં માત્ર શારીરિક અવયવ છે તેથી, ઘણાને કાન હોવા છતાં બહેરા પણ હોય છે. એટલે એવી કોઈ સૂક્ષ્મ શકિત ચેતન તત્વ કે આત્મા સાથે જોડાયેલી છે. જેના વિના કાન, ચામડી, આંખ, જીભ અને નાક અનુક્રમે શબ્દગ્રહણ, સ્પર્શગ્રહણ, રૂપગ્રહણ, રસગ્રહણ, અને ગન્ધગ્રહણ કરી શકતા નથી. તે વાત બહેરા, આંધળા જોતાં સ્પષ્ટ થશે. તેવી જ રીતે હાથ–પગ દેખાતા હોવા છતાં અકર્મણ્ય જેવા હોય છે જે પક્ષઘાત જેવા રોગગ્રસ્ત શરીરમાં જોઈ શકાશે. કેટલાક વનસ્પિતિ વગેરે ઉદ્‌ભિજજ પ્રકારના જીવોને હાથ, પગ જેવી કર્મેન્દ્રિય કે આંખ, નાક, કાન જેવી જ્ઞાનેન્દ્રિયો હોતી નથી.

પાંચ કર્મેન્દ્રિયોને પોતાનું નિયત કાર્ય છે. એકનું કાર્ય બીજી કરતી નથી એટલે સાંખ્યદર્શનમાં હાથ, પગ, વાણી, ગુદા અને ઉપસ્થને સ્વતંત્ર ઈન્દ્રિયો તરીકે સ્વીકાર્યા છે. ગ્રહણ, ગમન, વચન, ઉત્સર્ગ અને આનંદ એ પાંચ અનુક્રમે કર્મેન્દ્રિયો ની વૃતિ છે.

મનને જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય ઉભયરૂપ ગણવામાં આવ્યું છે. મનની મદદ વિના જ્ઞાનેન્દ્રિય જ્ઞાન ઉત્પન્ન કરી શકતી નથી. તેમજ કર્મેન્દ્રિય પોતાનું કાર્ય કરી શકતી નથી. મન આંખ વગેરેની સાથે જોડાઈ તેમની સાથે ઐકય સંપાદન કરી દર્શન, સ્પર્શન વગેરે ક્રિયાઓ કરેછે. કર્મેન્દ્રિય સાથે જોડાઈ મન કર્મેન્દ્રિય રૂપે પરિણમે છે. સત્વ, રજસ અને તમસ આ ત્રણ ગુણોના પરિણામ ભેદને કારણે મનમાં ભિન્ન ભિન્ન પ્રકારનું સામર્થ્ય જન્મે છે. કોઈ બોલાવે ત્યારે આપણે સાંભળી શકીએ નહી, જો આપણે બીજા વિચારોમાં જોડાયેલા હોઈએ, એટલે આપણું મન કર્ણેન્દ્રિય સાથે જોડાયેલું નહોતું. આમ, ઈન્દ્રિયો સાથે મન જોડાયેલું ન હોય તો ઈન્દ્રિયો પોતાનો વ્યાપાર કરી શકતી નથી.

આમ, આપણે પ્રકૃતિ અને તેનાં ચોવીસ તત્વોનો પરિચય મેળવ્યો. હવે આપણે પુરૂષ તત્વ પર શાસ્ત્રો આધારિત વિચાર કરીશું

# પુરૂષ.

પુરુષ શબ્દનો દેખીતો શબ્દાર્થ સ્ત્રી અને પુરૂષ એટલે Male નર એવા અર્થમાં કરવામાં આવે છે પણ શાસ્ત્રોમાં **પુરુષઃ** શબ્દનો અર્થ ખૂબ જ વ્યાપક રીતે લેવામાં આવ્યો છે અને જયાં પુરૂષ શબ્દનો પ્રયોગ થયો હોય તે વાતના અનુસંધાને જ પુરૂષ શબ્દનો અર્થ કોઈપણ દેહધારી જીવ, મનુષ્ય સ્ત્રી કે પુરૂષ (નર કે નારી) અને કોઈ ઠેકાણે ઈશ્વર કે પરમેશ્વર ગણવાનો હોય છે... પ્રથમ પુરૂષ એટલે પ્રકૃતિનાં પંચમહાભૂતોનો એવો સમૂહ જેમાં ચેતન તત્વની ઉપસ્થિતિ હોવાને કારણે નિર્જીવ સૃષ્ટિથી અલગ એવી પાંચ વિશેષતાઓ (જન્મ, વૃદ્ધિ, પ્રજનન, જરા અને મૃત્યુ) ધરાવનાર દેહધારી આત્મા. પંચમહાભૂતમાંથી બનેલા પદાર્થમાં અનુકૂળ સમયે અને સ્થળે ચેતન તત્વનો પ્રવેશ થાય ત્યારે ત્યારે દેહધારી જીવનો જન્મ થાય છે. એકલાં પાંચ તત્વોનો સમૂહ તો જડ છે અને એકલું ચેતન તત્વ કે આત્મ તત્વ અવ્યકત અને અવિકારી–અપરિણામી છે. તેને

વ્યકત સ્વરૂપ છે જ નહી કે તેનો વિકાર જાણી શકાતો નથી. પરીક્ષણ થઈ શકતું નથી. તેથી આ તત્વને કાંઈ કરવાનું હોતું જ નથી. કોઈ પરીક્ષણનો પ્રતિભાવ આપવાનો હોતો નથી.

જીવનો પ્રાદુર્ભાવ થવાની અથવા જીવનો જન્મ થવાની વાત ખૂબ જ રહસ્યમય છે. જેના વાજબી પ્રત્યુત્તરો નથી. એટલે આપણે <u>અનુકૂળ સંજોગો</u> એવા શબ્દો લખીને ચલાવી લીધું છે. વળી ચેતન તત્વનો પ્રવેશ પ્રયોગશાળામાં થઈ શકતો નથી. ઘઉંના દાણાનું ઉદાહરણ લઈએ તો તેમાં રહેલા તત્વોનું કૃત્રિમ રીતે સંયોજન કરી અંકુરિત થઈ શકે તેવો દાણો બનાવી શકાતો નથી. (નહી તો પપૈયા જેવડો ઘઉંનો દાણો બનાવી વધુ ઉત્પાદન મેળવી શકાય! ). વળી દેખાવે નિર્જીવ લાગતા ઘઉંના દાણા યોગ્ય જમીન, પાણી, તડકો મળ્યેથી અંકુરિત થવાના. નવા ઘઉંના છોડનો જન્મ થવાનો. આમાં કોઈ ઘઉંના બીજને ગરમી વધારેલાગી ગઈ કે ગરમીમાં શેકાઈ ગયો તો તેનું સજીવપણું ચાલ્યું જવાનું આમ, અનુકૂળ સંજોગોમાં પંચમહાભૂતોના સંયોજનમાં ચેતન તત્વનો પ્રવેશ શકય બનવાનો. પછી તે દરિયાના પેટાળમાં સાત માઈલ ઉંડે અંધકારમાં હોય કે પર્વતની ટોચ પર કે અતિદૂર અવકાશમાં, ચેતન તત્વ સર્વવ્યાપી છે.

આ ચેતન તત્વને ઉપનિષદોમાં અણુ કહયો છે. અણુ શબ્દ જ સૂક્ષ્મતાનો વાચક છે. શ્રીમદ્ ભગવદ્ ગીતાના બીજા અધ્યાય સાંખ્ય યોગમાં આત્મતત્વને અઢાર જેટલાં જુદાં જુદાં વિશેષણો અને નામો આપી ખૂબ જ સુંદર રીતે વર્ણન કર્યું છે. **<u>સાંખ્યના પચ્ચીસ તત્વોનો પરિચય મેળવ્યા વિના કોઈ પણ તત્વજ્ઞાન આગળ ચાલી શકે નહી.</u>** ગીતા મહાભારતના ભીષ્મપર્વમાં ગીતાપર્વ તરીકે આવેલી છે.

ગીતાના પ્રથમ અધ્યાયમાં યુદ્ધના મેદાનમાં અર્જુનને પોતાના સ્વજનો સામે શા માટે લડાઈ કરવી પડે ? એવી સમસ્યાના ઉકેલરૂપે શ્રી કૃષ્ણ ભગવાન બીજા અધ્યાયના અગિયારમા શ્લોકથી પોતાનું વકતવ્ય શરૂ કરેછે.

અગાઉ આ બધા હતા, હું અને તું પણ હતા, ભવિષ્યમાં નહી હોઈએ એવું પણ નથી,બાલ્ય, યૌવન, જરા, મૃત્યુ, પુનર્જન્મ એ ક્રમ ચાલતો જ રહે છે. આમાં મોહ રાખવો નહી.

ઈન્દ્રિયોના વિષયો સાથેના સંબંધો, શીત–ઉષ્ણ સુખ–દુઃખ દેનારા અને આવવા–જવાના સ્વભાવવાળા અનિત્ય છે. સુખ–દુઃખને સમાન માનનારને ઈન્દ્રિયોના વિષયો સાથેના સંબંધો વ્યાકુળ કરતા નથી.

નિત્ય, અવિનાશી, અપ્રમેય (પ્રમાણો વડે સાબિત ન કરી શકાય તેવો) આત્મા નાશવંત શરીર ધારણ કરી રહેછે. જે આત્મા મરતો નથી, જન્મતો નથી તેથી અજન્મા, નિત્ય, શાશ્વત અને પુરાતન છે. અપ્રમેય અવિનાશી, અવિકારી, વ્યાપ્ત, અચળ, સ્થિર સનાતન, અવ્યકત, અચિંત્ય, અચ્છેદ્ય, અકલેદ્ય, અદાહય, અશોષ્ય છે.

આ અઢારેય આત્માનાં વિશેષણો આત્માના સ્વરૂપને સ્પષ્ટ કરે છે. જેમ કે–

| | | | |
|---|---|---|---|
| ૧. | પાંચેય કર્મેન્દ્રિયો માટે | – | અવ્યકત |
| ૨. | પાંચેય જ્ઞાનેન્દ્રિયો માટે | – | અપ્રમેય |
| ૩. | મન માટે | – | અચિન્ત્ય |
| ૪. | ત્રણેય કાળ માટે... | – | વર્તમાન માટે નિત્ય |
| | | | ભૂતકાળ માટે પુરાતન |
| | | | ભવિષ્યકાળ માટે શાશ્વત |
| ૫. | સર્વસ્થળ માટે | – | વ્યાપક, સર્વગત |
| ૬. | પંચમહાભૂતો માટે... | – | |

| | |
|---|---|
| આકાશ માટે | સ્થિર |
| વાયુ માટે | અશોષ્ય |
| અગ્નિ માટે | અદાહય |
| જળ માટે | અકલેદ્ય |
| પૃથ્વી માટે | અચળ |
| હથિયારો વડે | અચ્છેદ્ય |

૭. ઉત્પત્તિ, સ્થિતિ અને – અજન્મા, અવિનાશી.
પ્રલય માટે અવિકારી, અવ્યય.

આમ ગીતામાં આત્માની સાત પ્રકારની અસ્તિત્વના અનુભવ કરાવતી બાબતો ધ્યાનમાં રાખી અઢાર વિશેષણો મારફત આત્મ તત્વની ખૂબ જ સ્પષ્ટ વ્યાખ્યા કરી છે વળી આ જ ચેતન તત્વ છે–ઇશ્વરતત્વ–પુરૂષતત્વ છે.

પ્રકૃતિનાં તત્વો પરિણામીછે, વિકારી છે. મૂળ પ્રકૃતિ અવ્યકત હોવા છતાં પરિણામી છે. સત્વ, રજસ, તમસના વ્યવહારો પ્રગટ થતાં જ હોય છે. જયારે આત્મતત્વ કે ચેતન તત્વ અવિકારી, અપરિણામી છે. પ્રકૃતિ પુરૂષનો આ પાયાનો ભેદ છે એટલે જયારેબૌદ્ધોએ ચેતન તત્વને પ્રકૃતિની અવસ્થાવિશેષ સ્થિતિ માની, પછી તો ઈશ્વર કે ચેતનતત્વની જરૂર જ ન રહી !

વાસ્તવમાં પુરૂષ (સાંખ્યમાં ચેતન તત્વનું નામ પુરૂષ જ છે.) **શુદ્ધ** સ્વભાવ છે. અર્થાત્ આ આત્મતત્વમાં કોઈ પણ પ્રકારનો વિકાર થતો નથી. જયારે પ્રકૃતિ અશુદ્ધ અને પરિણામી છે. જોકે આત્મા પ્રકૃતિથી પ્રભાવિત થાય છે. સુખ–દુઃખનો અનુભવ કરે છે. ભૂખ, તરસથી બેચેન થાય છે, છતાં આત્માના વાસ્તવિક સ્વરૂપમાં કોઈ ફેર પડતો નથી.

પુરૂષ **બદ્ધ** સ્વભાવના છે. બદ્ધ શબ્દનો અર્થ છે ચેતન અથવા જ્ઞાન સ્વરૂપ. આત્મા ચેતન છે. તેનું રૂપાંતર કયારેય અચેતન તત્વમાં થતું નથી.

પુરૂષ **મુકત** સ્વભાવ છે. મુકત એટલે છુટો પડેલો. પણ કોનાથી છુટો પડેલો? દુઃખોથી. જેનું મૂળ કારણ પ્રકૃતિ છે. અર્થાત્ પ્રકૃતિથી મુકત છે. પ્રકૃતિથી પ્રભાવિત થાય છે પણ કોઈ કાળે પ્રકૃતિનું રૂપ નથી બનતો. ટૂંકમાં, પ્રકૃતિથી તદ્દન ભિન્ન વસ્તુ જ છે.

પરિણામ અથવા વિકાર પ્રકૃતિમાં થઈ શકેછે. પણ પુરૂષ (આત્મતત્વ–ચેતનતત્વ) માં થતું નથી. ચેતન–આત્મા શુદ્ધ, બુદ્ધ, મુકત સ્વભાવવાળો છે.

આત્માના સ્વતંત્ર અસ્તિત્વના સાંખ્યના આદિ વિદ્વાન મહર્ષિ કપિલે પાંચ હેતુઓનો નિર્દેશ કર્યો છેઃ

(૧) પ્રકૃતિનો સમૂહ કોઈના પ્રયોજન માટે જ હોય. જેમ કે નદી પોતે પાણી પીતી નથી તેમ.

(૨) પ્રકૃતિનો સમૂહ ત્રિગુણાત્મક જ હોય એટલે કેસત્વ, રજસ, તમસથી પરિણમિત હોય તો પછી એક ગુણાતીત તત્વ હોવું જોઈએ.

(૩) અચેતન જગત ત્રિગુણાત્મક છે તો તેનો અધિષ્ઠાતા હોવો જોઈએ. જેમ અચેતન રથનો અધિષ્ઠાતા સારથિ છે.... આ હેતુ ઈશ્વરની ઉપસ્થિતિનો સંકેત આપે છે. જો શરીરનો નિયન્તા કોઈ આત્મા કે ચેતન હોય તો સમગ્ર સૃષ્ટિનો નિયન્તા અધિષ્ઠાતા હોવો જોઈએ. આથી સમસ્ત જગૃતનો અધિષ્ઠાતા આત્માથી જુદો પરમાત્મા હોવો જોઈએ.

(૪) અચેતન પ્રકૃતિ ભોગ્યછે, માટે કોઈ ભોકતા હોવો જોઈએ.

(૫)  અચેતન પ્રકૃતિનો ભોગ ભોગવ્યા પછી મુક્ત થઈ શકે તેવો પણ આત્મા હોવો જોઈએ.

આત્મા–ઈશ્વર–ચેતન તત્વ અપરિણામી, અવિકારી હોઈ ક્યારેય જગતનું ઉપાદાનકારણ (માટીના ઘડાનું ઉપાદાન કારણ માટી–પાણી છે તેમ) હોઈ શકે નહીં. આથી પુરૂષ અને પ્રકૃતિ બંનેનું સ્વતંત્ર અસ્તિત્વ છે. બંને અનાદિ છે.

પ્રકૃતિનાં પંચમહાભૂતો એકદમ પ્રગટ સ્વરૂપે છે. પાંચ મહાભૂતો અસંખ્ય પ્રકારના જુદા જુદા સમૂહોમાં અસ્તિત્વમાં છે તેના પર, ગુરુત્વાકર્ષણ, ગતિ, ચુંબકત્વ, ઉષ્ણતા, પ્રકાશની અસર નિયમાનુસાર થયા કરતી જ હોયછે અને આવા ભૌતિક પદાર્થોના સૂક્ષ્મ કે સ્થૂળ સમૂહમાં અનુકૂળ સ્થિતિમાં આત્મા તત્વ પ્રવેશે છે અને સજીવ ગુણો આરોપિત થાય છે.

આના ભૌતિક ઉદાહરણ તરીકે આપણે ટેલિવિઝન કે રેડિયો સેટ જે રીતે કાર્યાન્વિત થાય છે, તેની સરખામણી કરી શકીએ. (ઉદાહરણ ખામી ભર્યુ હશે છતાં થોડી સ્પષ્ટતા કરવામાં મદદરૂપ થશે.)

રેડિયો કે ટીવીનું પ્રસારણ કેન્દ્ર દૃશ્ય–શ્રાવ્ય તરંગો ફેલાવેછે. આ તરંગો એક માધ્યમ ધ્વારા (આ માધ્યમને અગાઉ ઈથર તરીકે સ્વીકારેલું જે આઈન્સ્ટાઈને ખોટું ઠરાવ્યું પણ સૂક્ષ્માતિસૂક્ષ્મ કોઈ માધ્યમ જરૂર છે જે કોઈ યંત્રો વડે સાબિત થઈ શકતું ન પણ હોય ! ) પ્રકાશની ગતિએ સર્વત્ર ફેલાઈ જાય છ અને ટી.વી. કે રેડિયો સેટને કાર્યાન્વિત કરે છે અને પોતાના કાર્યક્ષેત્રમાં રહેલા અસંખ્ય ટી.વી. કાર્યાન્વિત કરી શકે છે. ચાલુ થયેલા ટીવીની સંખ્યા સાથે પ્રસારણ કેન્દ્રને લેવા દેવા નથી. પ્રસારણ કેન્દ્ર પર સંખ્યાનો બોજ ક્યારેય પડતો નથી. અમુક અંતર સુધી મર્યાદિત સર્વવ્યાપકતા પ્રસારિત થતા તરંગોની હોયછે. હવે ટીવી યંત્રના ભાગો બગડી જાય ત્યારે ટીવી બંધ પડી જાય છે. અથવા વપરાશ ન કરવો હોય ત્યારે બંધ કરી દીધા હોય તો પણ પ્રસારણ કેન્દ્ર પર આની કોઈ અસર નથી થતી !

આવું જ ચેતન તન્વનું છે. માત્ર તેનું કોઈ પ્રસારણ કેન્દ્ર મળી આવ્યું નથી ! (આત્મા–અજન્મા છે, અનાદિ છે, નિત્ય છે, સર્વવ્યાપિ, સર્વગત છે.) તેથી તો એના કાર્યક્ષેત્રની કોઈ સીમા નથી. પ્રકૃતિ ટી.વી. યંત્રની જેમ અનુકૂળ પરિસ્થિતિ ઉભી કરે એટલે ચેતન તત્વનું પ્રસારણ સર્વવ્યાપી છે અને ચેતનતત્વનું અધિષ્ઠાતાપણું થતાં પંચમહાભૂતમાંથી દેહધારી જીવ અસ્તિત્વમાં આવે છે. એકાદ દેહધારી જીવ મૃત્યુ પામે કે બીજા હજારો ઉત્પન્ન થાય તોય આત્મ–તત્વનો વ્યય થતો નથી. (એક ટીવી ચાલુ હોય કે હજારો, પ્રસારણ કેન્દ્ર પર કોઈ અસર પડતી નથી તેવી જ રીતે...)

ચેતન તત્વનું કોઈ પ્રસારણ કેન્દ્ર નથી. કારણકે તે ભૌતિક યંત્ર નથી. ટીવી કેન્દ્રે છોડેલા તરંગોની સર્વવ્યાપકતા મર્યાદિત હોય છે.

ટીવી કેન્દ્રેછોડેલા તરંગોની દૂર અન્તરે ક્ષીણ થતા જાય છે.

ચેતન તત્વનું પ્રસારણ ક્યારે ચાલુ થયું અને ક્યારે બંધ થશે એવો પ્રશ્ન જ અસ્થાને છે. અનાદિ–નિત્ય–અજન્મા વગેરે ગીતાના વિશેષણો જોવાં.

(તરંગો પ્રસાર કરતું માધ્યમ–વૈજ્ઞાનિક રીતે વિવાદાસ્પદ છે.) જયારે ટી.વી.યંત્ર ખરાબ થાય છે, બગડી જાય છે, ક્ષીણ થઈ જાય છે ત્યારે કામ કરતું બંધ થઈ જાય છે. આની અસર પ્રસારિત થઈ રહેલા તરંગો કે પ્રસારણ કેન્દ્ર પર પડતી નથી. તેવી જ રીતે હજારો ટીવી એક સાથે કાર્યરત કે બંધ થઈ જાય તો પણ તરંગોમાં વધારો ઘટાડો કે પ્રસારણ કેન્દ્રને અસર થતી નથી.આના પરથી એમ જાણી શકાય કે પ્રકૃતિનાં તત્વો પંચમહાભૂત અનુકૂળતા સર્જે છે ત્યારે ભૌતિક દેહ કાર્યરત ટીવી યંત્રની જેમ તૈયાર થાય છે તે વખતે ચેતન–તત્વ તે દેહમાં પ્રવેશી સજીવ બનાવે છે. દેહધારી જીવ બને છે. ચેતન તત્વ ટીવીના પ્રસારણ કેન્દ્ર તરફથી મોકલાતા તરંગોની જેમ સર્વથા સર્વ સમયે અને સર્વ સ્થળે હાજર જ હોય છે. ટીવી બંધ થાય છે તેને મૃત્યુ સાથે સરખાવી શકાય છે. પ્રસારિત થયેલા તરંગોનો કોઈ જથ્થો નથી ! કે હજારો ટીવી બંધ થાય તો જથ્થો વધી જાય, પણ કાંઈ

ફેર પડતો નથી. ટીવી યંત્ર હોવાથી વિદ્યુત પ્રવાહમાં વિક્ષેપ કરી બંધ કરી શકાય છે અને સર્કિટ પૂરી કરી ફરી ચાલુ કરી શકાય છે. ચેતન તત્વ ભૌતિક ન હોવાથી પ્રવાહમાં વિક્ષેપ પડે ત્યારે મૃત્યુ થયું કહેવાય છે. કોઈ દેહધારી જીવો ક્ષીણ થઈ મરેછે. કોઈ વ્યાધિથી કે અકસ્માતથી.

આપણે અગાઉ પરમાણુની રચના નાની સૂર્યમાળા જેવી છે તે જોયું સૂર્યમાળામાં પણ ચોકક્સ સ્કક્ષાએ ગ્રહોને ફરતા રહેવા માટે સૂર્યનું ગુરુત્વાકર્ષણ બળ કામ કરે છે. તેવી જ રીતે પરમાણુમાં ન્યુકલીયસ (પરમાણુનું કેન્દ્ર) ઈલેકટ્રોનને પોતાની આસપાસ નિયત કક્ષામાં ફરતા રાખેછે. અહી પણ સૂક્ષ્મ આકર્ષણ બળ છે. સૂર્યનું ગુરુત્વાકર્ષણ બળ ગ્રહને અને ન્યુકલીયસનું ગુરુત્વાકર્ષણ બળ ઈલેકટ્રોનને નિયત કક્ષામાં ફરતા રાખેછે. અહી પણ સૂક્ષ્મ આકર્ષણ બળ છે. સૂર્યનું ગુરુત્વાકષર્ણ બળ ગ્રહને અને ન્યુકલીયસનું ગુરુત્વાકર્ષણ બળ ઈલેકટ્રોનને નિયત કક્ષામાં ફરતા રાખેછે. બંને વચ્ચે ખાલી જગ્યા કોઈ માધ્યમ હોવું જોઈએ જે આકર્ષણ બળ વહન કરવા માટે ઉપયોગી હોય. સૂર્યમાળામાં અને પરમાણુમાં પણ આકર્ષણ બળનો પ્રયોગ સરખો છે અને એવા જ સૂક્ષ્માતિસૂક્ષ્મ, માધ્યમાંથી ગુરુત્વાકર્ષણ બળ પસાર થાય છે તેમજ વિદ્યુત તરંગો, પ્રકાશના તરંગો, Electro-magnetic waves,પણ એક જગ્યાએથી બીજી જગ્યાએ શકિત (energy) ખસેડે છે. આ તરંગો પ્રકાશની ગતિએ મુસાફરી કરેછે. એટલે કે ૩,૦૦,૦૦૦ કિલોમીટર પ્રતિ સેકંડ (અથવા ૧૯,૦૦૦૦ માઈલ્સ પ્રતિ, સેકંડ) ની ગતિએ સફર કરે છે. (આ તરંગો પ્રકૃતિના આકાશી પદાર્થો દ્વારા સૂર્ય, ચંન્દ્ર, તારા માનવ સર્જિત ઉપગ્રહ કે કોઈ પણ ભૌતિક પદાર્થોના બનેલા યંત્ર ધ્વારા પ્રસારિત થાય છે માટે ગતિ માપી શકાય છે. અતિ દૂરના અંતરે આવા તરંગોની શકિતક્ષીણ થાય છે કે જુદા જુદા પ્રકારના માધ્યમમાંથી પસાર થાય ત્યારે વક્રગતિ કે ભૌતિકશાસ્ત્રના નિયમો મુજબ ફેરફાર જાય છે. જયારે ચેતન તત્વના પ્રસારણને પ્રકૃતિના નિયમો લાગુ પડતા નથી તેથી તેની ગતિ પણ નથી અને દૂર અંતરે શકિત ક્ષીણ પણ નથી થતી.)

૧૮૬૦માં સ્કોટીશ ભૌતિક શાસ્ત્રી જેમ્સ કલાર્ક મેકસવેલે તરંગો અને માન્યમ વિશે વિચારવાનું શરૂ કરી દીધેલું આ સૂક્ષ્મ માધ્યમને તેણે Lumini Ferous Ether નામ આપેલું. ટૂંકમાં Ether તરીકે ઓળખાયું આપણે જે તરંગો જાણીએ છીએ તેને દૂર કરવા માધ્યમ જોઈએ છે જેમ કે અવાજના તરંગો માટે હવા, તેવી જ રીતે પ્રકાશ અને ચૂંબકીય મોજાઓ જે અદૃશ્ય માધ્યમમાંથી પસાર થાય છે તે Ether છે. પણ કેટલાક પ્રયોગો(MICHELSON MORLEY'S EXPERIMENT)એ Ether નુ અસ્તિત્વ ન હોવાની વાત કરી. વળી ૧૯૦૫માં આલ્બર્ટ્ આઈન્સ્ટાઈને પોતાની Theory Of Relativity વિકસાવી, જેમાં પ્રકાશની ગતિને Universal Constant દરેક દિશાઓમાં સરખી કહી અને માધ્યમનો અવરોધ ન હોવાથી Ether ને ન માનવા માટે વાજબી કારણ સૌએ સ્વીકારી લીધું છે !

આ માધ્યમ જે Ether તરીકે ઓળખાયું અને પાછું પણ ધકેલાયું છતાં એવું તો માધ્યમ છે જ! પણ વૈજ્ઞાનિક ઉપકરણો કે ઈન્દ્રિયો દ્વારા ગ્રાહ્ય થઈ શકતું નથી. પૃથ્વી ચંદ્રનું ગુરૂત્વાકર્ષણ જે અમુક અંતરે કક્ષામાં ચન્દ્રને ફરતો રાખે છે. તે માટે રબ્બરની શીટ જેવા માધ્યમની કલ્પના કરવામાં આવી છે ! Quntam Theory અંગે પણ ઘણાં સંશોધનો થયાં છે અને પ્રયોગશાળામાં ચેતન તત્વ ઉત્પન્ન કરવાના ઘણા નિષ્ફળ પ્રયત્નો ચાલુ છે.! પ્રકાશના કિરણો અણુ છે કે તરંગો તે વાત સંશોધનનો વિષય છે.

આપણે આ રહસ્યમય માધ્યમને બ્રહ્મથી ઓળખવાનો એક વધુ પ્રયત્ન કરવાનો છે. જે ચેતન અને અચેતન તત્વોના વ્યવહારોનું સૂક્ષ્મ માધ્યમ છે. એવું સૂક્ષ્મ કે જેને કોઈ પણ વજન–લંબાઈ–પહોળાઈ–ઉંચાઈના માપ લાગુ પડતાં નથી ! અને તેથી જ સાબિત કરી શકાતું નથી. કોઈ પણ કાર્યનું કારણ સૂક્ષ્મ જ હોય છે. કારણમાં કાર્યો અનેક રૂપમાં છુપાયેલાં છે. અહી વિષયની ગહનતા આવી જાય છે.

સૂક્ષ્મ પ્રવાહનું પણ એક અનોખું રહસ્ય છે, દરેક ભૌતિક પદાર્થમાંથી એક સૂક્ષ્મ પ્રવાહ નીકળે છે, કેટલાક પદાર્થોમાંથી નીકળતો આ પ્રવાહ આપણે નોંધી શકીએ છીએ. કેટલાકમાં નહી, લોહચુંબક, ઘર્ષણ વિદ્યુત, બેટરી, વિદ્યુત સેલ વગેરે આનાં સારાં ઉદાહરણ છે. જેમાં થતી રાસાયણિક ક્રિયા દરમ્યાન વિદ્યુત પ્રવાહ પ્રાપ્ત થાય છે. લોહચુંબક માત્ર લોખંડ તરફ આકર્ષણ–અપાકર્ષણ ધરાવે છે. આ પ્રક્રિયાથી જ આપણે દુનિયાભરની વિદ્યુત ઉર્જા મેળવી શકીએ છીએ. પ્રયોગશાળામાં પ્રાથમિક વિદ્યુત મેળવવા આપણે અબુનસના લાકડાને બિલાડીના ચામડાં સાથે ઘસીએ છીએ કે પ્લાસ્ટિકના દાંતિયાને વાળમાં ઘસી કાગળના ટુકડા ઉપાડવાની આકર્ષણશકિત અનુભવી શકીએછીએ અને આવા ઘણા પદાર્થો છે, જેમાંથી આપણે સૂક્ષ્મ વિદ્યુત પ્રવાહ મેળવી શકીએ છીએ. વ્યવહારમાં આપણે આવા પદાર્થોના ઉપયોગ વડે ઓટોમોબાઈલ બેટરી, ટોર્ચના ડ્રાયસેલ, મોબાઈલની બેટરી, કવાર્ટ્ઝ ઘડિયાળો ચલાવવામાં વપરાતા બટનસેલ, ફોટો સેલ વગેરે અસંખ્ય વિદ્યુત ઉત્પાદક પદાર્થો મારફતે ભૌતિક કે રાસાયણિક પ્રક્રિયા ધ્વારા વિદ્યુત ઉર્જા મેળવી શકીએ છીએ કે સંઘરી શકીએ છીએ. આના પરથી એટલું અનુમાન ચોકકસ તારવી શકાય કે દરેક પંચમહાભૂત એક સૂક્ષ્મ પ્રવાહ ધરાવે છે, જેને સગુણ બ્રહ્મ કે પ્રકૃતિની સૂક્ષ્મતા સાથે સબંધ છે અને તે વિવિધ પ્રકારના તત્વ, મિશ્રણ કે સંયોજન સ્વરૂપમાં હોય પોતાના સત્વ, રજસ, તમસના પ્રમાણ અનુસાર અન્ય ચીજવસ્તુઓને પ્રભાવિત કરેછે અથવા થાય છે. આ સૂક્ષ્મતાની મોટી અસરનો અનુભવ સમુદ્રની ભરતી–ઓટ અને માનસિક રોગીના ઉન્માદમાં વાધારો–ઘટાડો જે અમાસ–પૂનમ દરમ્યાન જોવા મળે છે. આપણું શરીર પણ આવા સૂક્ષ્મ પ્રવાહો છોડતું હોય છે અને બીજા પ્રવાહોથી પ્રભાવિત થતું હોય છે. ભયંકર અકસ્માત વખતે કોઈ એકાદ જણ બચી જાય કે પોતાના  શરીરમાં અલૌકિક શકિત હોય તે આ સૂક્ષ્મ પ્રવાહોના પ્રભાવ સ્વીકારવાની ક્ષમતા કહી શકાય. આમાં કેટલાક યુરીગેલર જેવો વ્યકિત જે નજર વડે લોખંડના સળિયા વાળી શકતો, શકુન્તલા દેવી જેવા ગણિતજ્ઞ કોઈ પણ પ્રકારનાં ગણક–યંત્રોની મદદ વિના અઘરા દાખલાઓ ગણી શકતાં, અને એવી અસંખ્ય વિચક્ષણ વ્યકિતઓ દુનિયા પર જોવામળે છે. જે વિચક્ષણતા તેના શરીરમાં રહેલા સત્વ,રજસ, તમસના પ્રમાણ અનુસાર હોય છે. તેનું કોઈ ચોકકસ પ્રમાણભૂત શાસ્ત્ર નથી. જયોતિષશાસ્ત્ર કેટલાંક અનુમાનો કરેછે પણ તેની કેટલીક મર્યાદા છે. આ જ સૂક્ષ્મ શકિત કીડીને સાકરના દાણા સુધી ખેંચી જાય છે. માખીને દુર્ગન્ધ તરફ, મનુષ્યોને પાપ, પુણ્ય, જ્ઞાન, વિજ્ઞાન, યોગ તરફ પણ ખેંચી જાય છે. અકસ્માતમાંથી બચવું, અકાળે મૃત્યુ થવું, ભયંકર કુદરતી પ્રકોપમાંથી બચી જવું વગેરે ઘટનાઓ અને પ્રકૃતિના સૂક્ષ્મ પ્રવાહ સાથે એક અદ્ભૂત લય છે, તાલ છે પણ આપણે પારખી શકતા નથી !

આ પ્રકૃતિનો સૂક્ષ્મ પ્રવાહ સત્વ–રજસ–તમસ ત્રણે પ્રકૃતિના ગુણો પર આધારિત છે. યોગમાં પ્રકાશ, ક્રિયા, અને સ્થિતિ વડે આ ગુણોનું મૂલ્યાંકન થયું છે. હવે આપણે જે સગુણ બ્રહ્મ કે સૂક્ષ્મ પ્રકૃતિ જે પાંચ રીતે પ્રદર્શિત થતી હોવાનું ગણ્યું તેમાં, પ્રકાશ અને ઉષ્ણતા એકદમ સંલગ્ન  છે. વિદ્યુત કે વીજતરંગો કે ચુંબકીય તરંગોમાં પણ એક જાતની સમાનતા છે. ગુરૂત્વાકર્ષણ અને ગતિ પરસ્પર જોડાયેલાં છે એમ માનીએ તો સત્વ ગુણ પ્રકાશ અને ઉષ્ણતા પ્રગટ કરે છે, તરંગો રજોગુણી ક્રિયા પ્રગટ કરે છે અને સ્થિતિ જે ગુરૂત્વાકર્ષણ અને ગતિનું પરિણામ છે તે તમોગુણી  પ્રભાવ છે. વિજ્ઞાન ગુરૂત્વાકર્ષણબળ, વિદ્યુત ચુંબકીય તરંગો અને પ્રકાશની ગતિ સમાન  ગણે છે. જે નોંધનીય છે (પ્રતિ સેકંડે ૧ લાખ ૮૬ હજાર માઈલ અથવા ત્રણ લાખ કિ.મી/ સેકંડની ગતિ... પ્રકાશની ગુરૂત્વાકર્ષણબળની અને વિદ્યુત ચુંબકીય તરંગોની છે.) આઈન્સ્ટાઈને પ્રકાશનુ કિરણ, અણુ Photones અને તરંગોને Waves એમ બંને રીતે પ્રદર્શિત થતું હોવાનું કહયું છે. ફોટોનની ગતિ અને ઉષ્ણતા સાથે ચોકકસ સબંધ છે આપણે સૂક્ષ્મતાના શાસ્ત્ર ઉપર એટલું જરૂર કહી શકીએ કે "પિણ્ડે પિણ્ડે બ્રહ્માણ્ડે" સૂક્ષ્મ પ્રવાહ, સૂક્ષ્મ પ્રકૃતિ કે સગુણ બ્રહ્મ એક વૈશ્વિક કે વિકારી નથી, નિર્ગુણ અને સગુણ બ્રહ્મના સંકલનો વિશે આપણે ચોકસાઈથી જાણી શકવાના નથી.

સૂક્ષ્મતાથી સ્થૂળતા તરફ ગતિ બ્રહ્માનો દિવસ છે. સૃષ્ટિની રચના છે, સ્થુળતાથી સૂક્ષ્મતા તરફ પ્રલય બ્રહ્માની રાત્રિ છે. એમ સાંખ્યદર્શન સ્પષ્ટપણે માને છે. તારા–વિશ્વો, નિહારિકાઓમાં તારાની ઉત્પત્તિ અને તારાઓના મૃત્યુ વિશેનાં આધુનિક વિજ્ઞાનના અવલોકનો પણ આને મળતાં આવેછે. આ બધાયનો પ્રકૃતિ–પુરૂષ અને સાંખ્યદર્શનમાં સમાવેશ થઈ જાય છે.

કેટલાંક રહસ્યોનો ક્યારેક ઉકેલ મળતો નથી. જેવી જ રીતે પ્રકૃતિ પુરૂષના રહસ્યોનો પણ વ્યાજબી ઉકેલ કયારેય મળવાનો નથી. સૌથી મોટું રહસ્ય પ્રકૃતિનાં તત્વોની કેવી અનુકૂળ સ્થિતિમાં ચેતન તત્વ પ્રવેશે છે. વધુ વિચારવા જતાં સજીવ–નિર્જીવનો ભેદ કેવી રીતે કરવો તેની વિમાસણમાં પડી જવાય છે. જેમ કે ઘઉંના દાણા નિર્જીવ છે કે સજીવ, તો પ્રથમ નજરે બધા નિર્જીવ જ લક્ષણો દેખાય છે. પણ પાણી–જમીન, પ્રકાશ–ઉષ્ણતાની યોગ્ય સ્થિતિમાં અંકુરિત થવાની ક્ષમતા ધરાવે છે ઘઉંનો દાણો જે પદાર્થનો બન્યો છે તેવો કૃત્રિમ પદાર્થ કયારેય બનાવી શકાતો નથી. વળી, આ જ ઘઉંનો દાણો જો થોડી ઉષ્ણતામાં તપાવવામાં આવે તો અંકુરિત થવાની ક્ષમતા ગુમાવે છે. આવુ જ ચોમાસામાં દેખાતા ઉડતા મકોડાનું છે. એકાદ વર્ષ સુધી તેના સૂક્ષ્મ ઈંડા રજકણો સાથે ભળી કલાકોની આવરદા પછી ફરી આવા બીજા કણો છોડી નાશ પામે છે જે કદાચ આવતા વર્ષે ફરી સજીવ થાય ! આવાં રહસ્યો અને વિચિત્રતાનો અંત નથી !

આપણે સાંખ્ય દર્શન સંપાદિત ૨૫ તત્વોને જાણવાનો પ્રયત્ન કર્યો તે સિવાય કાળ અને દિશાને કયાંક તત્વો ગણ્યા છે પણ સાંખ્ય તે આકાશમાંથી ઉત્પન્ન થયેલાં માને છે.

સાંખ્ય શાસ્ત્રના આદિવિદ્વાન મહર્ષિ કપિલ, તેમના અનુયાયીઓ પંચશિખ, આસુરિ, વાર્ષગણ્ય, ભાવાગણેશ, માઠરાચાર્ય, વિન્ધ્યવાસી, ગૌડપાદ, શંકરાચાર્ય, વિજ્ઞાન ભિક્ષુ અને વાચસ્પતિ મિશ્ર મુખ્ય છે. આધુનિક ટેકનોલોજીનાં ઉત્તમ સાધનો વડે સજ્જ વાતાનુકૂલ પ્રયોગશાળામાં કામ કરતાં વૈજ્ઞાનિકો કરતચાંય ઉચ્ચ દરજ્જાનું જ્ઞાન આ મહર્ષિઓએ સંપાદિત કરેલું છે. તે પણ એક રહસ્ય જ છે. !

––––

## પ્રકરણ ૩જું............. સજીવસૃષ્ટિ

આધુનિક વિજ્ઞાનની Botony,Biology, Micro Biology, Zoology વગેરે શાખાઓએ આશ્ચર્યજનક સંશોધનો કરી સજીવસૃષ્ટિની વિચિત્રતાઓનું વર્ગીકરણ, પૃથક્કરણ કર્યુ છે અને સમજો ને એક એક વિદ્યાશાખા પર ત્રણથી ચાર વર્ષનો અભ્યાસ પણ ઓછો પડે! આપણે શાસ્ત્રોએ વિચારેલી કેટલીક બાબતોનું પરિશીલન માત્ર કરીશું.

આ જગત ઉપર ચાર પ્રકારની જીવસૃષ્ટિ છે. જરાયુજ, અંડજ, ઉદ્‌ભિજ્જ અને સ્વેદજ, જરાયુજ એટલે જે પ્રાણીઓના જન્મ સમયે નવજાતનું શરીર ઓર કે જર(Plecenta), કહેવાતી પાતળી ચામડીથી વીટળાયેલું હોય તે પ્રાણીઓ જરાયુજ કહેવાય. ખાસ કરી માણસ જાત સહિત બધા શાકાહારી કે માંસાહારી સ્તન્યધારી (Mammals) જીવો જરાયુજ કહેવાય છે. તેવી રીતે જે પ્રાણીઓનાં શરીર ઈંડામાંથી જન્મ પામે છે તે અંડજ પ્રકારના જીવો કહેવાય છે. સામાન્ય રીતે નભચર (આકાશમાં ફરનારાં પક્ષીઓ), જલચર (પાણીમાં ફરનારા કાચબા, મત્સ્ય વગેરે) અને સરિસૃપ (પેટે સરકીને ચાલતા સાપ જેવા પ્રાણીઓ) અંડજ પ્રકારના જીવો છે. ઉદ્‌ભિજ્જ પ્રકારના જીવો જે જમીન ફોડીને પોતાના અંકુરો બહાર કાઢે છે, તેમાંન કેટલાક બી વાવવાથી ઉગે છે, કેટલાક કલમ કે ડાળ રોપવાથી ઉગે છે, વૃક્ષ લતા, વનસ્પતિ, ઔષધિ વગેરે ઉદ્‌ભિજ્જ પ્રકારના જીવો છે. જે પ્રાણીઓની ઉત્પતિ પરસેવાથી કે બાફથી થાય છે તે કીડીઓ, મચ્છર, માખી, જૂ વગેરે સ્વેદજ પ્રકારના જીવો છે.

સજીવસૃષ્ટિ સમજવા માટે કેટલીક કહેવતો અને લોકવાયકાનો આધાર લઈએ તોય આનંદ આવશે. અપૂર્ણતા અને અપવાદો તો બધી જગ્યાએહોય છે જ ! સ્તન્યધારી અને સરિસૃપોનો ભેદ એક નાનકડી કહેવત દ્વારા પાડયો છ જેમ કે " જેને મીંડા તેને ઈંડા, જેને કાન એને થાન" એટલે કે જે પ્રાણીઓને કાનની જગ્યાએ મીંડા જેવા કાણાં શ્રવણેન્દ્રિય તરીકે દેખાતાં હોય તે પ્રાણીઓ સામાન્ય રીતે ઈંડા મુકે છે અને જે પ્રાણીઓ કાન ધરાવેછે તેઓ સ્તન(થાન) ધરાવેછે. મોટા ભાગના સ્તનધારી જીવોને શ્રવણેન્દ્રિય તરીકે કાન ઉપસેલા હોય છે.

(પ્લેટીપસ કે એવા જીવો કદાચ અપવાદ હોઈ શકે પણ સામાન્ય રીતે જોવા મળતા જીવોમાં સ્તન્યધારીને કાન હોય છે. સૌરાષ્ટ્રમાં ચામાચીડિયાને કાનકડિયુ (BAT) પણ કહે છે. કારણકે તે પક્ષીની જેમ ઉડતું હોવા છતાં સ્તન્યધારી, કાનવાળું, રૂંવાટીવાળી ચામડીવાળું પીછા વગરનું છે, ખરેખર કાન કરડવા સાથે સબંધ નથી, સ્તન્યધારી પ્રાણી તરફ કાન શબ્દનો સંકેત છે.)

સ્તન્યધારી પશુઓમાં શાકાહારી અને માંસાહારી વર્ગ જુદો પાડવા માટે... જીભથી ચાટીને પાણી પીતાં પશુઓ માંસાહારી હોય છે (અપવાદ અહી પણ છે) જયારે હોઠથી ચૂસીને પાણી પીતાં પ્રાણીઓ જેમાં માનવજાત પણ આવી જાય છે, તે શાકાહારી છે,વનસ્પતિભોજી છે. ગાય, ભેંસ, બકરી, મૃગ બધાં પ્રાણીઓ શાકાહારી છે. મનુષ્ય પણ હોઠથી ચૂસીને જ પાણી પીવે છે છતાં માંસાહારી પણ છે ! બિલાડી, કૂતરા જીભથી ચાટીને પાણી પીવે છે છતાં શાકાહરી પણ છે! પણ અન્ય જીવો, સિંહ, વાઘ વગેરે જીભથી ચાટીને પાણી પીતાં માંસાહારી પ્રાણીઓ છે.

આ વિધાનોને શાસ્ત્રીય આધાર મળ્યો નથી પણ તર્ક તો સારો છે જ,

માનવ શરીરને કેન્દ્રમાં રાખી આગળ વધીએ તો ગીતા અધ્યાય ૩–૧૪ માં અન્નથી પ્રાણીઓ થાય છે, વરસાદથી અન્ન થાય છે. યજ્ઞથી વરસાદ થાય છે અને યજ્ઞ કર્મથી ઉત્પન્ન થાય છે. કર્મ વેદથી ઉપજેલું છે અને વેદ પરમાત્માથી... સર્વે પ્રાણીઓના દેહ પંચમહાભૂતમાંથી બનેલા છે. આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વીમાંથી આકાશ અને પૃથ્વી સ્થિર છે. અચલ છે. બાકી રહયા વાયુ, અગ્નિ, અને જળ જેને આયુર્વેદમાં શરીરના સંદર્ભમાં વાત, પિત્ત અને કફ કહયા છે. આ વાત, પિત્ત, કફની સમતુલા શરીરને ગતિમાં રાખે છે. વળી વાત, પિત્ત,કફ રજસ, સત્વ, તમસનાં પ્રતીક પણ છે.

દેહધારી જીવમાં કયા ખાસ સંજોગોમાં અને કયારે પ્રકૃતિના પંચમહાભૂતના સંકલનમાં (જડમાં) ચેતન તત્વ પ્રવેશે તે રહસ્યમય ઘટના છે. કેટલાં વર્ષો અગાઉ આ બન્યું હશે અને એકાદ છુટાછવાયા કિસ્સામાં પ્રથમ બન્યુ હશે એમ લાગતું નથી. સમુદ્રના ઉંડા અને અંધકારમય જગતમાં પણ જીવસૃષ્ટિ છે તેમજ ઉત્તર–દક્ષિણ ધ્રૂવના બરફના ખડકો નીચે, પણ વનસ્પતિ અને જીવસૃષ્ટિ જોવા મળે છે અને પૃથ્વીના અક્ષંશ–રેખાંશ પ્રમાણે થતાં ઉષ્ણતામાનના અને બીજા સંજોગોને અનુકૂળ જીવસૃષ્ટિ હોય છે. જેમ કે હિમાલયના પહાડોમાં જીવસૃષ્ટિ માણસથી માંડી બકરી, ખચ્ચર વગેરે જીવોની ઉંચાઈ મેદાનોમાં રહેતી આવી જ પ્રજાતિ કરતાં ઓછી હોય છે. જેથી ડુંગરાળ પ્રદેશમાં પડી જવાય તો ઈજા ઓછી થાય! તેમજ મેદાની જીવસૃષ્ટિ કરતાં ચપળતા અને ખડતલપણું નજરે ચડે એટલા ફેરફારવાળું હોય છે. રણમાં રહેતા ઉંટના પગ પહોળા અને પોચી ગાદીવાળા હોય છે.જયારે સપાટ ડુંગરાળ પથરાળ જમીન ઉપર રહેતા ઘોડા વગેરેના પગ ખરીવાળા અને મજબૂત તળિયાંવાળા હોય છે. આવા અસંખ્ય જેટલા પ્રકારના જીવો છે, તેટલી વિશેષતા છે. પ્રાણીઓની ખોરાકની વ્યવસ્થા પણ કુદરતી રીતે ખૂબ સુંદર છે. જેમ કે રણપ્રદેશમા ખાસ કરી, બકરી, ઘેટાં અને ઉંટનો વસવાટ હોય છે. પરંતુ તેઓ એકબીજાનો ખોરાક ખાતાં નથી, ઘેટું જમીનને ચોંટેલું ઘાસ ચરે છે. બકરી પોતાની ઉંચાઈએ આવેલાં ઝાડ–પાન–વેલાનો ચારો કરે છે અને ઉંટ પોતાની ઉંચાઈએ આવેલાં વૃક્ષો–વનસ્પતિનો આહાર કરે છે.

માંસાહારી પ્રાણીઓ જે બીજાં પશુઓને મારી નાખી આહાર મેળવે છે તે પશુઓનો ગર્ભધારણ સમય ટૂંકો હોય છે અને એક કરતાં વધારે બચ્ચાંનો જન્મ એકીવખતે થતો હોય છે. આવા પશુઓને હિંસક પ્રાણીઓથી બચવા માટેની પણ ખાસ શકિત હોય છે અને હિંસક પ્રાણીઓ ભૂખ્યાં ન રહે તેવી ખાસ શકિત હોય છે. પોતાના વસવાટ અને વાતાવરણ સામે ટકી રહેવાની વ્યવસ્થા પણ કુદરતી રીતે થઈ ચૂકી હોય છે. સુગ્રહી (સુઘરી નામનુ પક્ષી) નો લટકતો અને હીચકા ખાતો માળો આનું શ્રેષ્ઠ ઉદાહરણ છે. તે પ્રકારનો માળો બીજાં પક્ષીઓ બનાવી શકતા નથી તે પણ વિશેષતા જ છે. પરંતુ ચારેય પ્રકારના જીવો જરાયુજ, અંડજ, ઉદ્‌ભિજ્જ અને સ્વેદજમાં સૌપ્રથમ જીવન કયારે પ્રગટયું ? પ્રથમ પાણીમાં જીવો પેદા થયા કે જમીન પર ? એક કોષી કે બહુકોષી? પહેલાં જરાયુજ જીવો થયા કે અંડજ? મનુષ્યજાતિ ઉત્કૃષ્ટ પ્રકારના જીવનું સર્જન છે? આ બધા ગહન પ્રશ્નો છે? જેના ચોકકસ ઉત્તરો અપ્રાપ્ય છે. પ્રથમ હરણાંની ઉત્ક્રાન્તિ થઈ પછી સિંહની? કે બંને સાથે અસ્તિત્વમાં આવ્યા? વિજ્ઞાનની શાખા–પ્રશાખાઓ નિત્ય–નવીન અવલોકનોનાં તારણો કાઢી શાસ્ત્રો બનાવે છે પરંતુ HOW પ્રશ્નનો ઉત્તર મળે છે; WHY પ્રશ્નના ઉત્તરો મોટે ભાગે સમસ્યા (Riddle) રૂપ હોય છે.

આપણે યુગોની ભારતીય કલ્પના પર વિચારીએ તો શાસ્ત્રોમાં સત્યયુગ,દ્વાપરયુગ, ત્રેતાયુગ અને કલિયુગ એમ ચાર યુગોનું વર્ણન છે. ખૂબ જ તાર્કિક છે. અત્યારે આપણે કલિયુગમાં જીવી રહયા છીએ. **પૃથ્વી પર હાલમાં જેટલી માનવ–વસ્તી છે તેટલી સંખ્યામાં જાણીતા ભૂતકાળમાં કયારેય હતી નહી** એ વાત સ્વીકારવામાં વાંધા સરખું જણાતું નથી.

એક ઉદાહરણ મને જીવોની સંખ્યા બાબતે કયાંક વાંચવા મળેલું (તેની સત્યતા વિશે પ્રયોગ થઈ શકયો નથી.) એક વૈજ્ઞાનિકે કેટલીક માછલીઓ સાચવવા એક કુંડ બનાવ્યો અને સ્વચ્છ પાણી, માછલીઓના ભોજન વગેરેની સુંદર વ્યવસ્થા કરી, કેટલોક સમય જતાં માછલીઓની સંખ્યા વધી છતાં માછલીઓના ભોજન અને પાણીની વ્યવસ્થામાં કશી ઉણપ લાવવા દીધી નહી. પરંતુ કુંડની રચનામાં કોઈ ફેરફાર કરવામાં ન આવ્યો. એક વખત માછલીઓની વસ્તી ચરમસીમાએ પહોંચી ગઈ અને એક માછલી બીજી માછલીને ખાવા લાગી.બહારથી સુંદર ભોજન મળતું હોવા છતાં!સૌ આક્રમક વલણ ધરાવતી થઈ ગઈ! ફરી પાછી સંખ્યા ઘટી ગઈ. ભોજન–પાણીની વ્યવસ્થા, એમ જ રહી, માત્ર કુંડની લંબાઈ–પહોળાઈ યથાવત્ રાખવામાં આવી. ફરી પાછી માછલીઓની સંખ્યા ચરમસીમાએ પહોંચી આક્રમક વલણ વધ્યું. ગમે તેટલો સુંદર ખોરાક મળતો હોવા છતાં એકબીજાનું ભક્ષણ કરવાની વૃત્તિ ફરી વિકસી, ફરી સંખ્યા નીચી ગઈ. એમ Cycle ચાલતી રહી.

આ વાત આપણી યુગોની કલ્પના સાથે બહુ સારી રીતે લાગુ પડે છે. સત્યયુગમાં માનવ વસ્તી ખૂબ ઓછી હશે અને ખાવા–પીવા, રહેવાની, વ્યવસ્થા સહેલાઈથી થઈ શકતી હશે અને ઓછા લોકો હોવાથી એક બીજા સહાનુભૂતિપૂર્વક !અતિથિ દેવો ભવ! વાળી માન્યતા વિકસાવી રહેતા હશે એમ માની શકાય. નવરાશની પળોમાં જ્ઞાન–વિજ્ઞાન, સૂર્ય–ચંદ્ર–તારાની ગતિઓ વિશેના અભ્યાસ માટે પૂરતો સમય મળી રહેતો હશે. આજે પણ ઓછી માનવ–વસ્તીવાળા વસવાટમાં બીજો માણસ મળે ત્યારે પ્રથમ સહાનુભૂતિપૂર્ણ વ્યવહાર થતા હોય છે. અરે પ્રવાસમાં બસમાં નીકળ્યા હો અને બીજા એક–બે જ પ્રવાસી હોય ત્યારે તમે બીજા પ્રવાસી કન્ડકટર–ડ્રાઈવર બધા સહાનુભૂતિપૂર્વક જ વર્તતા હોય છે. મિત્રતા અને પરિચય કેળવતા હોય છે પણ એ જ બસમાં ખૂબ જ ભીડ થઈ જાય ત્યારે બાજુવાળાનો સામાન આમતેમ પડયો હોય છોકરાં રડતાં હોય, એકબીજાની કોણીઓ વાગતી હોય અને આટલી ભીડ હોવા છતાં બસ ઉભી રહે ત્યાંથી બીજા મુસાફરો ચડવાનો પ્રયત્ન કરે ત્યારે એકબીજા પ્રત્યે અણગમો અને આક્રમકવૃત્તિ ઉભરાય છે!

યુગોની કલ્પનામાં સત્યયુગનો સમય ખૂબ લાંબો છે. કારણકે થોડી વસ્તીમાંથી વધારે વસ્તી થતાં કેટલોક સમય લાગે છે. પણ વધારે વસ્તીમાંથી ખૂબ વધારે વસ્તી થતાં ઓછો સમય લાગે છે. (ભારતની સ્વતંત્રતા સમયે ૧૯૪૭માં ૩૩ કરોડ

વસ્તી હતી. આજે ૨૦૦૫ માં એક અબજ કરતાં વધારે છે.) જોકે આનું કારણ તબીબી ક્ષેત્રે શોધખોળ પણ ગણી શકાય. એડવર્ડ જેનરે શીતળાની રસી ન શોધી હોત તો એક દંપતિના દસ સંતાનોમાંથી બે–ત્રણ જીવતા રહયા હોત! પણ વિજ્ઞાન દરેક બાળકને રોગોથી બચાવી લે છે <u>અને તેથી જ</u> કુટુંબનિયોજનની અગત્યતા રાખવી પડે છે. અગાઉની કુદરતી કુટુંબનિયોજનની પ્રણાલીઓ પર વિજ્ઞાને વિજય મેળવ્યો છે! માનવજાતિ સિવાય જગતની કોઈ પણ જાતિ પાસે તબીબ કે તબીબી પ્રથા નથી પોતે જ પોતાના તબીબ હોય છે!અથવા તો માનવેતર પ્રાણીઓને કુદરતી પ્રેરણા (Natural Instings) થતી હોય છે. જે રોગમાંથી મુક્તિ આપે. માનવજાતે આવી કુદરતી પ્રેરણા મુરજાવી દીધીછે... દોડી જાય છે સીધા હોસ્પિટલમાં..... એટલે કુટુંબનિયોજન બાબતે સરકાર કે પ્રજા વાજબી રીતે નહી વિચારે તો કુદરતી ઉકેલ હોવાનો જ! પેલા કુંડની માછલીઓ જેમ આપણું અરસ–પરસ આક્રમક વલણ વધે ત્યાં સુધી રાહ જોઈએ!

ત્રેતાયુગનો સમય સત્યયુગ કરતાં ઓછોછે. દ્વાપરયુગનો ત્રેતાયુગથી અને કળિયુગનો સૌથી ઓછો સમય છે. જે વધતી જતી વસ્તીનો સૂચક છે.

મનુસ્મૃતિના પ્રથમ અધ્યાયમાં આ વિશે સ્પષ્ટતાઓ કરેલી છે.

શાસ્ત્રોમાં કેટલીક કલ્પનાઓ વાર્તાઓના પાત્રો દેખીતી વાર્તા કરતાં કુદરતની કોઈ પ્રક્રિયા સાથે સંકળાયેલા હોય છે. આથી આપણે શાસ્ત્રોને એક જાસૂસની નજરે જોવા જોઈએ નહી. જો શાસ્ત્રવચનોમાં આટલું બધું સત્ય છુપાયેલું છે તો એક શ્લોક ખોટો કે ભ્રામક લખવાનું કારણ નથી. શાસ્ત્રોએ ઈશ્વર અને કર્મફળની કલ્પના બહુજન સમાજ પરોપકાર તરફ વળે અને પરપીડનથી દૂર થાય એવા શુભ હેતુથી સ્વીકારી છે પણ તે બાબતોનો કયારેક અતિદુરુપયોગ કરવામાં આવ્યો છે. કુદરતી પ્રક્રિયા અને વાર્તાનુ શ્રેષ્ઠ ઉદાહરણ અહલ્યા અને ગૌતમ અને ઈન્દ્રની વાર્તા છે. વાર્તાના રૂપમાં અહલ્યા ગૌતમ ઋષિની પત્ની છે. ગૌતમ ઋષિ સ્નાનાર્થે બહાર જાય છે તે વખતે ઈન્દ્ર ગૌતમ ઋષિનુ રૂપ લઈ ઋષિ પત્ની સાથે વ્યભિચાર કરે છે. ગૌતમ ઋષિ થોડીવાર પછી પાછા ફરે છે, ત્યારે અહલ્યા કહે છે, "હમણાં તો આપ અહીં હતા ? " એવો પ્રશ્ન પુછે છે તેના પ્રત્યુત્તરમાં ઈન્દ્રનું છળ પ્રકાશિત થાય છે. ગૌતમ ઋષિ પોતાની પત્નીની શિથિલતા જોઈ પથ્થર થઈ જવાનો શ્રાપ આપે છે. એટલે અહલ્યાની શિલા થઈ જાય છે. વર્ષો પછી ભગવાન શ્રી રામનો ચરણસ્પર્શ થતાં શિલામાંથી ફરી અહલ્યા પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરે છે. અને ગૌતમ ઋષિ પણ તે જ વખતે આવે છે. શ્રી રામ અહલ્યાનું નિદોર્ષપણું બતાવી ઋષિને ફરી પત્ની તરીકે સ્વીકારવા કહેછે... આમ, આ વાર્તાસ્વરૂપ છે. પરંતુ વાસ્તવમાં અહલ્યા અર્થાત્ હળ ન ચલાવ્યું હોય તેવી જમીન, ગૌતમ એટલે ઉત્તમ પ્રકારનો બળદ, ગાયના પુત્રોમાં ઉત્તમ હોય તે, અને ઈન્દ્ર એટલે વરસાદ–મેઘ. શાસ્ત્રોમાં ઈન્દ્ર વરસાદના દેવ છે. ભગવાન શ્રી રામ મનુષ્યોની ઉત્તમ પ્રેરણાના પ્રતીક રૂપ છે. હવે વાર્તા વાર્તા નથી રહેતી. એક કુદરતી ઘટનાનું અવલોકન થઈ જાય છે. ખેતી માટે હળ્યા વગરની જમીન પર ગમે તેટલો વરસાદ આવે તોય ફેર પડતો નથી. હળ્યા વગરની જમીન પથ્થર જેવી થઈ જાય છે. જયારે મનુષ્યો ઈશ્વરની–ભગવાન શ્રી રામની પ્રેરણા મેળવી ગાયોના ઉત્તમ પુત્રોની સહાય વડે પથ્થર જેવી (અહલ્યા–હળાયેલી નથી તેવી) જમીન ખેડી અન્ન પ્રાપ્તિ કરી સુખી થાય છે. આવી કેટલીય વાર્તાઓમાં કુદરતી ઘટનાઓનું વિજ્ઞાન સમાયેલું છે. સૂર્યના સાત ઘોડા સપ્તરંગી કિરણોનું પ્રતીક છે. સૂર્યકિરણોમાં રાનાપીલીવાનીજા– રાતો, નારંગી, પીળો, વાદળી, નીલો, અને જાંબલી રંગો સમાયેલા છે.

ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયનું કારણ મૂળ પ્રકૃતિ છે. તે જોઈએ. કોઈ પણ કાર્ય સૂક્ષ્મ કારણનું પરિણામ હોય છે. કાર્યની અપેક્ષાએ કારણ પદાર્થ સૂક્ષ્મ અને વ્યાપક હોય છે. આ સાંખ્યદૃષ્ટિ છે. સૂક્ષ્મ પ્રકૃતિ સાબિત કરવા સાંખ્યના શાસ્ત્રો કાર્યકારણનો ભેદ બતાવે છે. જેમાં કારણના રૂપમાં અને કાર્યના રૂપમાં તત્વોનો વિભાગ થાય છે. અવ્યકતાવસ્થા કારણ છે અને

વ્યકત અવસ્થા કાર્ય છે. આના આધારે તમામ કાર્યોનું મૂળ કારણ અવ્યકત છે. ઉત્પત્તિ પહેલાં કાર્ય કારણમાં હોય જ છે. કારણથી કાર્ય ઉત્પન્ન થાય છે અને તેમાં જ તેનો વિલય થાય છે. સોનામાંથી વીંટી ઘડવામાં આવે છે. (વીંટી, હાર વગેરે અનેક આભૂષણો મૂળ કારણ સોનામાંથી કાર્યરૂપે પ્રગટે છે.) ત્યારે આપણે વીંટી કહી વહેવાર કરીએ છીએ. આ વખતે સોનામાં અને વીંટીમાં ભેદ થાય છે. સોનાને સોનું અને વીંટીને વીંટીનુ સોનું કહેવાય છે. જયારે વીંટી ગાળી નાખવામાં આવે ત્યારે ફરી તે સોનામાં જ સમાઈ જાય છે. આ વખતે સોનું અને વીંટી અભેદ બને છે. પછી વીંટી રહેતી નથી. દરેક કાર્ય–કારણમાં આજ વ્યવસ્થા છે. સૃષ્ટિ–જગત કાર્ય છે તેથી પ્રગટ છે, જે મૂળ સૂક્ષ્મ પ્રકૃતિરૂપ કારણમાં સમાઈ જાય ત્યારે પ્રલય થાય છે. શૂન્ય થઈ જાય છે. અખિલ વિશ્વનું મૂળ કારણ પરમ અવ્યકત છે. (અવ્યકતની છેલ્લી સ્થિતિ) તે નિત્ય છે. સૂક્ષ્મ છે વ્યાપક છે અને તે જ મૂળ પ્રકૃતિ છે. તેથી પ્રલયકાળે પંચમહાભૂતો (વ્યકત) પંચ તન્માત્રા (અવ્યકત)ઓમાં લય થાય છે.

પંચતન્માત્ર અહંકારમાં લય થાય છે, અહંકાર મહત્‌માં અને મહત્‌ પ્રકૃતિમાં લીન થાય છે. આ મૂળ પ્રકૃતિનો શેનામાંય લય થતો નથી. કારણકે તે બધાં જ કાર્યોની પરમ અવ્યકત અવસ્થા છે. આમ પ્રકૃતિમાંથી જ સમગ્ર જગતની ઉત્પત્તિ અને પ્રકૃતિમાંજ સર્વ જગતનો લય થાય છે. આથી સૂક્ષ્મ, પરમ અવ્યકત અને વ્યાપક પ્રકૃતિ જે દેહધારી જીવો માટે સુખ,દુઃખ અને મોહના કારણરૂપ છે તેનું અસ્તિત્વ સ્વીકારવું આવશ્યક છે.

આથી, પ્રકૃતિ પોતાના વ્યકત રૂપમાં હોય છે ત્યારે સૃષ્ટિ સર્વ ચેષ્ટા કરે છે. ફરી સૃષ્ટિકાળનો પ્રલયકાળથી નાશ કરી અવ્યકત રૂપે થઈ જાય છે. આ સૃષ્ટિની ઉત્પત્તિથી પ્રલયકાળ સુધીના કાળને માપવા યુગોની કલ્પના કરવામાં આવી છે. જે મનુસ્મૃતિના પ્રથમ અધ્યાયના ૬૪માં શ્લોકથી તેમજ મહાભારતમાં શાંતિપર્વના ૨૩૧ મા અધ્યાયના ૧૫માં શ્લોકથી શરૂ થાય છે. બંને જગ્યાએ શ્લોકોની રચના લગભગ સમાન જ છે. સમયનું માપ કોષ્ટકના રૂપમાં નીચે પ્રમાણે છે.

૧૮ આંખના પલકારા = ૧ કાષ્ઠા

૩૦ કાષ્ઠા = ૧ કલા

૩૦ કલા = ૧ મુહૂર્ત

૩૦ મુહૂર્ત = ૧ રાત્રિ–દિવસ (૨૪ કલાક)

સૂર્ય મનુષ્યોના અને દેવોના રાત્રિ–દિવસના ભાગ કરે છે. રાત્રિ પ્રાણીઓની નિદ્રા માટે છે અને દિવસ તેમની કર્મચેષ્ટા માટે છે.

મનુષ્યોનો ૧ માસ = ૧ પિતૃઓનાં રાત–દિવસ

કૃષ્ણપક્ષ (અંધારિયું) = પિતૃઓનો દિવસ

શુકલપક્ષ (અજવાળિયું) = પિતૃઓની રાત્રિ

મનુષ્યનું વર્ષ તે દેવતાઓનો રાત્રિ–દિવસ છે.

ઉત્તરાયણ = દેવોનો દિવસ

દક્ષિણાયન = દેવોની રાત્રિ

૧ માનવવર્ષ = ૧ દેવ દિવસ–રાત્રિ

૩૬૦ દેવ–રાત્રિદિવસ=૧ દેવ વર્ષ

૧ દેવવર્ષ = ૩૬૦ માનવવર્ષ

ઉત્તરાયણને દેવોનો દિવસ એટલા માટે કહેવાય છે કે ઉત્તરાયણના લગભગ છ માસમાં દિવસો લાંબા હોય છે. આથી, પૃથ્વી પર પ્રકાશના કલાકો વધારે થાય છે. પ્રકાશ સત્વ ગુણનું પરિણામ છે. અંધકાર તમોગુણનું (શાંત સ્થિતિ નિદ્રાનું)

મનુષ્ય, પિતૃ, દેવનાં રાત્રિ–દિવસના પ્રમાણ જાણ્યા પછી બ્રહ્માનાં રાત્રિ દિવસનું પ્રમાણ તે એક યુગના ક્રમપૂર્વક નીચે પ્રમાણે છે.

૪000 દેવોના વર્ષ = ૧ સતયુગ

+૪00 દેવોના વર્ષ = પહેલી યુગસંધ્યા

+૪00 દેવોના વર્ષ = દેવવર્ષનો પાછળનો સંધ્યાંશ

એટલે કે

૪000+૪00 + ૪00 + ૪૮00 દેવવર્ષ = ૧ સતયુગ

3000+300 + 300 + ૩૬00 દેવવર્ષ = ૧ ત્રેતાયુગ

૨000+૨00 + ૨00 + ૨૪00 દેવવર્ષ = ૧ દ્વાપરયુગ

૧000+૧00 + ૧00 + ૧૨00 દેવવર્ષ = ૧ કલિયુગ

૧૨,000 દેવવર્ષ = ૪ યુગ = ૧ દેવયુગ

૧,000 દેવયુગ=૧ બ્રહ્માનો દિવસ

૧,000 દેવયુગ=૧ બ્રહ્માની રાત્રિ

અને ૨000 દેવયુગ=૧ બ્રહ્માની રાત્રિ–દિવસ.

સૂતેલા બ્રહમા તેમનાં રાત્રિ દિવસના અંતે ફરી જાગે છે અને જાગીને સત્ તથા અસત્ રૂપ પોતાના મનને સૃષ્ટિની રચના માટે પ્રેરેછે. અને સૌ પ્રથમ આકાશ જન્મે છે. પછી વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી.

આગળ જયાં ૧૨000 દેવ વર્ષનો ૧ દેવયુગ કહયો છે તેવા ૭૧ દેવ યુગ =૧ મન્વંતર કહેવાય છે. એક મન્વંતર પર ૧ મનુનો સૃષ્ટિ પર અધિકાર હોય છે. આમ, અસંખ્ય મન્વંતરોની ઉત્પત્તિ તથા સંહાર થયા કરે છે. પરમેષ્ઠી બ્રહ્મા જાણે ખેલ કરતા હોય તેમ વારંવાર કરે છે.

આધુનિક વૈજ્ઞાનિકો સામાન્ય રીતે પૃથ્વી સહિત સૂર્યમાળાની ઉત્પત્તિ આશરે ૪.૬ બિલિયન વર્ષ (૪.૬ X૧૦$^{૯}$ વર્ષો) પહેલા થયેલી માને છે એક તારાના મૃત્યુ સમયે પ્રચંડ ધડાકો ( જે Super Nova નામે ઓળખાય છે.) થતાં વાયુ અને ધૂળના વિશાળ વાદળમાંથી (આ વાદળને પણ Solar Nebula નામ આપેલું છે.) પૃથ્વી સહિત સૂર્યમાળા બની છે. આપણાં શરીરો પણ આ જ રસાયણોનાં બનેલાં છે. આપણે જેને પંચમહાભૂત કહીએ છીએ.

પૃથ્વીના ઈતિહાસને (Geologist) ભૂસ્તરશાસ્ત્રીઓએ ત્રણ Eons કહેવાતા સમયગાળામાં વહેંચ્યો છે. જેમાં ૩.૮x૧૦$^{૬}$ વર્ષો પહેલાં સજીવ કોષો બન્યા. ૩૨૩x૧૦$^{૬}$ વર્ષો પહેલાં સરિસૃપો બન્યાં. ૨૦૬x૧૦$^{૬}$ વર્ષો પહેલાં પક્ષીઓ બન્યાં અને ૫૪.૮x૧૦$^{૬}$ વર્ષો પહેલાં સ્તન્યધારી જીવો બન્યા. માનવની હસ્તીતો ૧.૮x૧૦$^{૬}$ વર્ષો પહેલાં જ થઈ છે અને માત્ર છેલ્લા ૪000 વર્ષથી સભ્યતા સંસ્કૃતિ વિકસાવવાના પ્રયત્ન કરે છે. પ્રાચીન અશ્મિઓ (Fossils- પથ્થર કે જમીનમાં દબાયેલા પ્રાણીશરીરની ઉપસી આવેલી છાપ) અને વૈજ્ઞાનિક ઉપકરણોનાં સંશોધનો વડે આ શાસ્ત્ર વિકસાવ્યું છે.

આપણી માહિતી પરથી કહી શકીએ કે ૧૦૦૦ દેવયુગની બ્રહ્માની રાત્રિ પૂરી થતાં એટલે કે ૪.૩૨x$૧૦^{૧૦}$ વર્ષો પહેલાં પ્રલયકાળ પૂરો થતાં, બ્રહ્માની રાત્રિ પૂરી થતાં અને દિવસ શરૂ થતાં સૃષ્ટિની રચના શરૂ થઈ. સૂક્ષ્મ કારણ પ્રકૃતિમાંથી આકાશ–વાયુ–અગ્નિ–જળ–પૃથ્વી વગેરે કાળક્રમે થયા. સૌ પ્રથમ પાણીમાં જીવની ઉત્પતિ થઈ. ત્યારબાદ સંજોગોની અનુકૂળતા ( આ અસ્પષ્ટ અને રહસ્યમય બાબત વિશે ચોકકસપણે ખરેખર કાંઈ કહી શકાય નહી !) પ્રમાણે ચાર પ્રકારના જીવોવાળી સૃષ્ટિ બની. આ વાત વૈજ્ઞાનિક તથ્યો સાથે થોડીઘણી સમાંતર ચાલતી હોય તો વાંધા સરખું લાગવું ન જોઈએ. ન્યુટનના નિયમો આઈન્સ્ટાઈને સુધાર્યા, ડાર્વિનના કેટલાંક નિરીક્ષણો પણ સત્યની એરણે વાજબી ઠરી ન શકયા! સંશોધનોની દુનિયામાં તર્કનું મહત્વ ઘણું છે હજી આઈન્સ્ટાઈનનાં તારણો ભવિષ્યમાં ખોટાં નહી પડે તેની કોઈ ખાતરી આપણી પાસે નથી !

યુગોના ધર્મ વિશે આગળ જાણીએ તો સત્યયુગમાં સત્ય (જે સૌ ધર્મોમાં શ્રેષ્ઠ છે.) તથા ચાર પાયે (તપ, જ્ઞાન, યજ્ઞ, અને દાન આ ચાર ધર્મના પાયા છે.) પૂરો ધર્મ હોયછે. તેમાં મનુષ્યો ધન, વિદ્યા વગેરે કાંઈ પણ અધર્મથી મેળવતા નથી.

ત્રેતાયુગ અને બીજા યુગોમાં લોકો અધર્મથી ધન, વિદ્યા વગેરે મેળતા હોવાથી ધર્મનો એક એક પાયો અનુક્રમે ઘટતો જાય છે અને ચોરી, જૂઠ, માયાને લીધે ધર્મ પણ ચોથા ભાગે ઘટે છે.

સત્યયુગમાં તપ, ત્રેતા યુગમાં જ્ઞાન, દ્વાપર યુગમાં યજ્ઞ અને કળિયુગમાં દાન શ્રેષ્ઠ છે. કલિયુગમાં તો તપ, જ્ઞાન, યજ્ઞના પાયાનું મહત્વ નથી. માત્ર એક દાનનું મહત્વ ગણ્યું છે. જે ભૌતિક યુગમાં વસ્તુઓનો, સાધનોનો, સંપત્તિનો કોઈ અભાવ નહી હોય પણ અતિવસ્તીના કારણે આક્રમક વૃતિ વિકસતાં દાન કરવું પણ અઘરૂં થઈ પડયું હશે! અહી ફરી એક વાર આપણે કુંડમાં માછલીઓની સંખ્યા વધી જતાં એક માછલી બીજી માછલીને ખાવા મંડી અને આક્રમક વલણ વધ્યું તે વાત યાદ કરવી પડે.

કળિયુગમાં વસ્તી વધારાના કારણે માનવો દુઃખી થાય છે એમ આપણે શા માટે માની લીધું તેના કારણો તપાસવાથી આનંદ થશે.

જગતની માનવ સિવાય કોઈ પણ પ્રાણીની જાતો પાસે તબીબની વ્યવસ્થા નથી. દુનિયાનાં દરેક પ્રાણી પોતાના રોગોનો અને શારીરિક વ્યાધિઓનો ઉપચાર પોતાની જાતે જ કરે છે. માનવજાતે આ બાબતે પોતાની આપમેળે સાજા થવા થતી કુદરતી પ્રેરણા – Natural InstingS લગભગ ગુમાવી દીધીછે. આપણે સંશોધનો અને પ્રયોગો વડે રોગો અટકાવવાના ઉપાયો પણ શોધ્યા છે. તેમજ કેટલાંક જીવલેણ રોગોની અદ્ભૂત દવાઓ શોધી છે. અગાઉ માનવ સમાજમાં શીતળાનો ઉપદ્રવ થતો અને એ રોગ લાખો માણસોનો સફાયો કરી નાખતો. એડવર્ડ જેનર નામના બ્રિટિશ ડોકટરે ૧૭૯૬માં શીતળા–પ્રતિરોધક રસી શોધી અને આજે વિશ્વભરમાં શીતળા વિરોધી કાર્યક્રમ (વર્લ્ડ હેલ્થ ઓર્ગેનાઈઝેશને ૧૯૬૦માં વિશ્વમાંથી આ રોગ દૂર કરવાની ઝુંબેશ ગોઠવેલી) ને જબરદસ્ત સફળતા મળી છે. લાખોની સંખ્યામાં મોત નોતરતો આ રોગ કાબુમાં આવ્યો તે પહેલાં કુદરતી વસ્તી નિયંત્રણનું કામ કરતો! મા–બાપનાં આઠ–દસ બાળકોમાંથી માંડ એકાદ બે સ્વસ્થ જીવન જીવી શકતાં બાકીનાં કોઈ રોગમાં નાશ પામતાં. આવી રીતે ક્ષય, મેલેરિયા જેવા રિબાવીને મારતા રોગો પર પણ વિજ્ઞાન અને ટેકનોલોજીએ કાબુ મેળવ્યો છે. એઈડ્સ અને કેન્સર જેવા રોગોને નાથવાના પ્રયત્નો ચાલુ છે. તબીબી ક્ષેત્રે સંશોધનો થયાં તેથી છેલ્લા ૪૦ વર્ષોમાં જેટલી વસ્તી વધી છે તેટલી અગાઉના હજાર વર્ષ દરમ્યાન પણ વધી નથી. તે એક નોંધનીય બાબત છે. અતિવસ્તી આક્રમક વલણ માટે જવાબદાર છે, એમ કહેવામાં વાંધા સરખું નથી. અથવા તો કળિયુગ પોતાનો પ્રભાવ આપે છે!

આમ, સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપર યુગ અને કળિયુગનું ચક્ર ચાલ્યા કરેછે. કેટલાય યુગો પછી ચક્રની ગતિ બદલાય છે. ઘન, પ્રવાહીમાં અને પ્રવાહી વાયુમાં રૂપાંતર થાય છે. વાયુ કયાં જાય છે કોઈ જાણતું નથી. સૂક્ષ્મ આકાશમાં કે અવકાશમાં વાયુનું શું થાય છે તે ખબર નથી. ફરી કયારેક (અહીં સમય નામની ચીજ નથી તેથી એક ક્ષણ કે લાખો વર્ષોનો હિસાબ માપી શકાતો નથી ! ) સૂક્ષ્મ શકિત વડે વાયુ અને ઉષ્ણતા પેદા થાય છે. તેમાંથી પ્રવાહી અને પ્રવાહીમાંથી ઘન અને આગળ સુપર નોવાની કલ્પના પણ કાંઈક આવી જ છે !વળી એક સમય આવે છે. ઉષ્ણતા અને ઠંડક સાપેક્ષ છે. જે ઘન અને પ્રવાહી સ્થિતિનું કારણ છે. અનુકૂળ ઉષ્ણતામાનના સંજોગોમાં જીવોની ઉત્પતિ થાય છે. દરેક જીવોની જાતિઓના શરીરનું ઉષ્ણતામાન જેમ માણસનું ૯૮.૨ ફેરનહીટ છે તેવી રીતે ઉંડા સમુદ્રમાં અને ધ્રુવના ઠંડા પ્રદેશોના જીવોનાં શરીરના ઉષ્ણતામાન જુદાં જુદાં હોય છે. આના પરથી એવું અનુમાન થઈ શકે કે પૃથ્વીનું ઉષ્ણતામાન જયારે પૃથ્વી ઉત્પન્ન થઈ ત્યારથી અત્યાર સુધીમાં નિશ્ચિતપણે સરેરાશ મટી વધઘટ ચોકકસપણે થયા કરતી હશે અને જે તે સજીવના પ્રાકટય સાથે અચૂક સંબંધ હશે તેમજ આવી જાતિઓ (જેમ કે ડાયનોસોર) નષ્ટ પામી હશે ત્યારે તેમના શરીરના ઉષ્ણતામાન અને પૃથ્વીના જે તે સમયના સરેરાશ ઉષ્ણતામાન સાથે ખાસ સંબંધ હોવો જોઈએ. તે સંશોધનનો વિષય કહી શકાય. અથવા તો સૂક્ષ્મ–આકાશ–વાયુ–પ્રવાહી–ઘન સ્થિતિ ઉષ્ણતામાન–જીવોના શરીરનું ઉષ્ણતામાન–પૃથ્વીનું બદલાતું રહેતું ઉષ્ણતામાન–* જીવોની એક જાતિની ઉત્પતિ અને જીવોની તે જ જાતિનો સંપૂર્ણ વિનાશ... એક બીજા સાથે ચોકકસ સંબંધ ધરાવે છે. પરંતુ આ સમયગાળો કરોડો ઉપરાંત વર્ષોનો હોઈ ફેરફારોનાં અવલોકનો મળી શકે નહી.... પણ વિશ્વમાં ચાલી રહેલા ઉત્પતિ સ્થિતિ અને પ્રલયના ચક્રને સમગ્ર કે આંશિક રીતે માનવું તો પડશે જ !

---

* પૃથ્વીના અનુકૂળ ઉષ્ણતામાનવાળા સંજોગોમાં માનો કે બિલાડી પ્રકારના જીવની ઉત્પત્તિ થઈ હોય તો તે દુનિયાના દરેક સ્થળે એક સમયના ગાળામાં થવી જોઈએ. ભારત (કદાચ તે વખતે ભારત–અમેરિકાના નામકરણ થયાં નહી હોય !) માં જયારે બિલાડીની જાતિ ઉત્પન્ન થઈ હશે તે જ સમયે અમેરિકામાં પણ એવાં જ લક્ષણોવાળી બિલાડી પેદા થઈ હશે. આ લક્ષણો જેનો આપણે Genetic Virtue કહીએ છીએ તે જ ! પણ શરીરનું કદ અને રંગ વગેરે બાબતો પર સ્થાનિક સંજોગોનો પ્રભાવ પડયો હશે. આ સંજોગો ધ્રુવના ઠંડા પ્રદેશો કે વિષૃવવૃતનાં જંગલોના પ્રદેશો એમ થઈ શકે, પહાડી પ્રદેશના મારા અવલોકનમાં એવું જણાયું છે કે, હિમાલયના ડુંગરાળ પ્રદેશોમાં રહેતા જીવોની ઉંચાઈ સપાટ પ્રદેશમાં રહેતા જીવો કરતા ઓછી હોય છે જેનું કારણ ડુંગરાળ રસ્તા પર પડી જવાય તો ઓછી ઈજા થાય તેવું માની શકાય છે. મનુષ્ય, બકરાં, કૂતરાં મેદાની પ્રદેશો કરતાં ઓછી ઉંચાઈવાળા હોય છે. લશ્કરી ભરતીમાં પણ ગોરખા લોકોને સામાન્ય કરતાં ઓછી ઉંચાઈ હોવા છતાં છૂટ આપવામાં આવે છે. આવું શરીરના ખડતલપણા, ચામડીના રંગ વગેરે બાબતો માની શકાય.

---

આ બાબત પ્રથમ તો ડાર્વિન વગેરે પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોએ જે પોતાની માન્યતા પ્રસરાવી છે તેની ચુંગાલમાંથી મુકત થયા પછી તટસ્થ પણે વિચારી શકીએ તો જ આગળ વધી શકાય. આપણે હંમેશા આદિમાનવની પાશ્ચાત્ય કલ્પનાના આધારે દોરેલાં ચિત્રોમાં કુહાડી કે ભાલા જેવા હથિયારો સાથે ભરાવદાર વાળવાળો નગ્નદેહે કોઈ પ્રાણીના શિકારમાં દોડતો મનુષ્ય જોઈએ છીએ. બાજુમાં નગ્નદેહે એવી જ સ્ત્રી પોતાના બાળકને સ્તન્યપાન કરાવતી મરેલા પ્રાણીમાંથી ખોરાક તૈયાર કરતી

જોઈએ છીએ! આ કલ્પના ચિત્ર તમારું બ્રેઈનવોશ કરે છે. પછી તમે ફળો કે વનસ્પતિમાંથી આહાર શોધતા આદિમાનવની કલ્પના કયારેય કરી શકતા નથી. ખરેખર તો માનવ પ્રથમ ઝાડ પર જ રહેતો હોવો જોઈએ, તેમ તેના પગનાં નકામાં બનેલાં આંગળાં સૂચવે છે. ઝાડ પરથી જમીન પર આવતાં મનુષ્યના પગની આંગળીઓએ ડાળી પકડવાની શકિત ગુમાવી ! વાસ્તવિક રીતે કુદરતે માનવશરીર શાકાહારી પ્રકારના જીવો જેવુ ગાય, હરણ, વાંદરા જેવું બનાવ્યુ છે. એને પ્રથમથી જ માંસાહારી, શિકારી માની લેવું તે અંગત કલ્પના જ ગણી શકાય. ડાર્વિનવાદની સચ્ચાઈને પડકાર્યા સિવાય કે પૃથ્વી ફરતે સૂર્ય ફરે છે એ વાતને ગણકાર્યા સિવાય સત્યની શોધ કરવી જોઈએ. અથવા કલ્પના અને તર્કને આધારે કેટલાંક વૈજ્ઞાનિક અર્ધસત્યો ઠોકી બેસાડેલાં છે તે ચકાસવાં તો જોઈએ જ !

# પ્રકરણ – ૪થું.........ધર્મ અને સમાજ

૮૦ કરોડ વર્ષો બાદ સજીવસૃષ્ટિને અનુકૂળ વાતાવરણ પૃથ્વી પર શરૂ થઈ ચૂકયું છે. આધુનિક વિજ્ઞાનના આધારે પૃથ્વી પર સજીવસૃષ્ટિની શરૂઆત ૩૮૦ કરોડ વર્ષો પહેલાં થઈ અને પૃથ્વીના ૪૬૦ કરોડના ઈતિહાસમાં આધુનિક માનવ જીવનસૃષ્ટિ ૧ લાખ ૩૦ હજાર વર્ષો પહેલાં શરૂ થઈ. આટલાં વર્ષો પછી માનવજાતનો અન્ય જીવસૃષ્ટિ કરતાં વધુ બુધ્ધિમાન વિચારવંત પ્રાણી તરીકે વિકાસ થયો એમ ચોકકસપણે કહી શકાય અને મનુષ્ય એક ટોળામાં, એક સમૂહમાં પરસ્પર સહકારથી રહેવાનું વધારે ગમતું હોવાથી મનુષ્ય એક સામાજિક પ્રાણી છે એમ કહેવાયું.

અન્ય જીવોની પ્રજાતિઓ પણ સમૂહમાં પોતાને અનુકૂળ એવી સમાજરચના બનાવી રહે છે. સુખેથી જીવવું એ તમામ જીવોની પ્રાથમિક ઈચ્છા છે. કીડી–મકોડાથી માંડી સૌ જીવો સુખેથી જીવવા ઈચ્છે છે. આ સુખની શોધમાં માણસ સમાજમાં રહે છે અને તો કેવા નિયમો બનાવી રહે તે વધુમાં વધુ લોકો સુખનો લહાવો માણી શકે ? એનો સરળ જવાબ હતો.....પરપીડન અટકાવવું અને પરોપકાર કરવો અને આ થયું ધર્મનું તત્વ. સુખેથી આખો સમાજ રહી શકે તે માટે જુદાજુદા માનવસમૂહોએ પોતપોતાના ભૌગોલિક ઉપરાંત વિશિષ્ટ સંજોગોને અનુકૂળ કેટલાંક નિયમો કે વણલખી રૂઢિઓ અપનાવી અને ધર્મનું પ્રાથમિક સ્વરૂપ આપ્યું. વધુ વિચારતો થયો એટલે.....આ બધું વિશ્વ કોણે બનાવ્યું ? એવો પ્રશ્ન દુઃખનું કારણ બન્યો. જો કે આ પ્રશ્નમાં વાસ્તવિક કોઈ દુઃખ છે જ નહી પણ આવી મનની અશાંતિ શા માટે રાખવી ? ઈશ્વરે આ જગત બનાવ્યું. માણસો બનાવ્યા. અન્ય જીવસૃષ્ટિ બનાવી.....માટે તે ઈશ્વર ખૂબ શકિતશાળી હોવો જોઈએ. હા જ તો ? અહી ઈશ્વરના શકિતશાળીપણાને સમાજની પરોપકાર વૃતિ વિકસાવવા અને પરપીડન વૃતિ અટકાવવાના માટે વિશ્વના દરેક ખૂણે રહેતા માનવ સમૂહોએ અપનાવી લીધું. ફરી ખૂબ વિચાર–ચિંતનના અંતે કેટલાકોને ઈશ્વરનું શકિતશાળી હોવું દુઃખનું કારણ બન્યું ? અને બીજી રીતે સુખ શોધવાનો પ્રયત્ન કર્યો ?

સુખની શોધ એટલે દુઃખનો અભાવ કહી શકાય. આથી હેય, હેયહેતુ, હાન અને હાનોપાય એમ ચાર બાબતો પર ચિન્તન ચાલુ રહયું. હેય એટલે દુઃખ છે, હેયહેતુ–દુઃખનાં કારણો છે. હાન–દુઃખમાંથી મુકિત શકય છે. હાનોપાય એટલે દુઃખમાંથી સદાય મુકિત અને સુખની પ્રાપ્તિના ઉપાયો છે, એક યા બીજી રીતે આ ચાર મુદ્દાઓ પર વિશ્વના તમામ દાર્શનિકો અને ધાર્મિક લોકોનું ચિંતન ચાલુ રહયું. સમાજ અને વ્યકિત વધુમાં વધુ કે સુખી થાયતેવા પ્રયત્નો આજે પણ ચાલુ છે અને હજી આવાં દુઃખો સંપૂર્ણપણે દૂર થઈ શકયાં નથી અને થવાનાં પણ નથી તેનો અફસોસ છે ?

જે માનવસમૂહોએ વિદ્યાનો વિકાસ કર્યો તેમાં ભારતીયો કદાચ પ્રથમ હતાં. તેથી ભારતમાં ધર્મ વડે સમાજને સુખી કરવાના મહત્તમ પ્રયોગો થયા, અથાગ તાર્કિક ચિંતન થયું અને ઘણે અંશે સફળતા પણ મળી.

ધર્મનું લક્ષણ શું ? તો લોકોમાં પ્રેરણા પ્રગટાવવી. કેવી પ્રેરણા ? તો પરોપકાર વિકસાવવાની અને પરપીડન અટકાવવાની મૂળભૂત પ્રેરણા મનુષ્યોમાં પ્રગટાવવી. પણ આવી પ્રેરણા કુદરતી નથી થતી ? સૃષ્ટિ પર અનેક જાતના જીવો મનુષ્ય કરતાં ઓછા બુદ્ધિશાળી હોવા છતાં સુખેથી રહે છે..... તો કહે, ના મનુષ્ય વધારે બુદ્ધિશાળી છે માટે જ આવી પ્રેરણા વિકસાવવાની જરૂર છે. <u>મનુષ્યમાં પ્રાથમિક રીતે પશુઓ કરતાં વિશેષ અવગુણોની શકિત સમાયેલી છે.</u> પ્રથમ તો પૃથ્વી પરનું કોઈ પ્રાણી બળાત્કાર નથી કરતું. બીજા જાનવરને સળગાવી દેતું નથી. હિંસક પ્રાણીઓ નિરર્થક હિંસા નથી કરતાં, માત્ર પોતાના ખોરાક કે રક્ષણ માટે હત્યા કરે છે.

પ્રથમ વિશ્વયુદ્ધ વખતે આફ્રિકાના માણસખાઉ જંગલી આદિવાસીઓમાં ધર્મ પ્રચાર કરી માણસભક્ષી બનતા અટકાવવાની ફરજ બજાવનાર પાદરીએ પોતાના પ્રવચનમાં યુરોપમાં હજારો માણસો યુદ્ધમાં મરે છે એવી વાત સ્વાભાવિક

રીતે કરતાં, કોઈ જંગલીએ પૂછેલું....આટલા બધા માણસોને એ લોકો કયારે ખાઈ શકશે ? પાદરીએ સમજાવ્યું માણસોને ખાવા માટે યુદ્ધ નથી થતું.... તો પેલાએ પૂછયું, જો માણસો ખાવા ન હોય તો મારી શા માટે નાંખે છે ? આ પ્રશ્નનો ઉત્તર પેલા આધુનિક પાદરી પાસે નહોતો !

પ્રાણીઓ વિચારો અને અફવાઓ ફેલાવી શકતાં નથી. છાને ખૂણે ભ્રષ્ટાચાર, લાંચરુશ્વત કે વાણી–વ્યવહારથી મનુષ્ય જેમ હત્યાઓ કે પરપીડન કરી શકતાં નથી. કોઈને ફાંસીની સજા આપી શકતાં નથી. સમૂહમાં એકસંપ કરી પોતાના વિરોધીઓ પર હુમલો કરી શકતાં નથી. કેટલીક ધાતુઓના સિકકાને બદલે પોતાનાં કામ બીજા પાસે કરાવી શકતાં નથી. મનુષ્ય આવા પશુઓની બુદ્ધિ કરતાં પણ નીચી કક્ષાએ જઈ અનેક દુઃખ ઉભાં કરે છે. માત્ર પોતાની બુદ્ધિની ક્ષમતા વડે! એટલા માટે ધર્મની પ્રેરણાની જરૂર છે. ઉપરાંત, બધા મનુષ્યો એકસરખી બુદ્ધિપ્રતિભા ધરાવતા નથી. વળી, મનુષ્યની બાલ્યાવસ્થા અને વૃદ્ધાવસ્થામાં ઘણી બધી પ્રતિકૂળતાઓનો, અશકિતોઓનો સામનો કરવા માટે અન્યોના સહકાર અને પરોપકારવૃત્તિની અપેક્ષા રહે છે. એટલે આપણી પરોપકારના વિકાસ અને પરપીડનના અભાવવાળી નાનકડી વ્યાખ્યાવાળા ધર્મની પ્રેરણા જરૂરી છે.

હવે, ભારતીય સમાજે ધર્મના જે દસ ગુણો વર્ણવ્યા છે. એટલા ગુણોવાળો ધર્મ સનાતન ધર્મ છે. સનાતન ધર્મ એટલે દુનિયાના કોઈ પણ ખૂણે, કોઈ પણ સમાજ માટે કોઈ પણ ક્ષણે સુખની શોધ માટે, ભલે તે સામૂહિક સમાજનું સુખ હોય કે વ્યકિતનું અંગત, અત્યંત જરૂરી છે. અહીં કહેવાતા ઈશ્વરની સહાય, શિક્ષા કે ભયની આવશ્યકતા નથી. એનો ઉલ્લેખ પણ નથી ? આ દસ ગુણોવાળો ધર્મ મનુસ્મૃતિના છઠ્ઠા અધ્યાયનો ૯૨નો શ્લોક છે....

**धृतिः क्षमा दमोऽस्तेयंशौचमिन्द्रियनिग्रहः । धीविद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥**

ધૈર્ય,ક્ષમા,મનને વશમાં રાખવું. ચોરી ન કરવી. પવિત્રતા, ઈન્દ્રિયોને વશમાં રાખવી, બુધ્ધિપૂર્વક વિચારીને કામ કરવું. વિદ્યા મેળવવી, સત્યપાલન કરવું અને ક્રોધ ન કરવો ધર્મના સાધારણા લક્ષણો છે. હજુ આ દસ ગુણોમાંથી માત્ર ચાર રાખી શકાય છે. અહિંસા,સત્ય,પવિત્રતા અને ઈન્દ્રિયનિગ્રહ, ઓછામાં ઓછા પાલન કરવા યોગ્ય ધર્મના ગુણો છે. જે બધા જ પ્રકારના મનુષ્યો માટે, કાયદાપાલનની સખ્ખતાઈ સિવાય કે બાહય દબાણો સિવાયના નિતિમય જીવન માટે છે....ધર્મની વ્યાખ્યા ગમે તેટલી લાંબી ટૂંકી કરવામાં આવે પણ તેનો મુખ્ય આધાર આટલો જ છે કે, દરેક જીવ સુખ ઈચ્છે છે. સમૂહમાં રહેવા ઈચ્છે છે, તો પરત્સપર આક્રમક કે ક્રૂર ન બને અને પરોપકારવૃત્તિ વિકસાવે તો વધુમાં વધુ સુખ પ્રાપ્ત થાય. તેથી વધુ આગળ જઈને સર્વેભૂત હિતરતાઃ બને. જળ,વાયુ અને પૃથ્વીનું પણ પ્રદૂષણ ન કરે. આ આધાર–રેખા પર સૌએ પરિસ્થિતિ પ્રમાણે પ્રયોગો કર્યા. આવા પ્રયોગો ભારતમાં મહત્તમ રીતે થયા. ખૂબ વાદવિવાદ અને ચિંતન અને વિચારદર્શન રજુ થયાં અને યથાશકિત સ્વીકારાયાં.

કોઈ નવા વિચાર–સ્વાતંત્ર્યને હણી નાંખવામાં ન આવ્યું કે નવી વિચારધારા રજુ કરનારને કયારેય કોઈ સમાજે સજા ન કરી. આ હિન્દુધર્મની મોટી ઉદારતા છે, તમે ઈશ્વરને માનો કે ન માનો, પૂર્વજન્મમાં માનો કે ન માનો, મૂર્તિપૂજા સ્વીકારો કે નહીં તેની અગત્ય નથી એવું કોઈ દબાણ નથી પણ તમે **પરપીડનવૃતિ અટકાવો અને પરોપકારવૃતિ વિકસાવો** એટલું જ અગત્યનું છે. હવે આપણી ધર્મની આ "આધાર–રેખા" વિકાસવવા છતાં ભયની જરૂર પડી. કહે છે ને કે, "ભય વિના પ્રીનિ નહીં" આથી ઈશ્વર અને કર્મના સિદ્ધાન્ત વડે પાપ–પુણ્યનો સ્વીકાર કરવામાં આવ્યો, જે દુનિયાના દરેક ધર્મમાં વત્તેઓછે અંશે સ્વીકારાયો છે.

વાસ્તવમાં ધર્મની મર્યાદામાં સમાજમાં શાંતિ અને સુખ પ્રસરાવવા પૂરતું સમાજશાસ્ત્ર છે. બ્રહ્મ,ઈશ્વર,આત્મા વગેરે ભૌતિકશાસ્ત્રના વિષય છે. એના વિશે વિચારવાથી વ્યકિતગત રીતે આધ્યાત્મિક આનંદ મળે અને અવિદ્યા કે ભ્રમથી ઉભા થતાં દુઃખો નિવારી શકાય. પણ ભય પેદા કરવાના હથિયાર તરીકે વાપરી ન શકાય ? પછી ભલે તે ભય પરોપકારમાં પ્રવૃત્ત કરતો હોય કે પરપીડનવૃત્તિ અટકાવતો હોય. સૌએ સલામતી ખાતર રસ્તાની ડાબી બાજુએ વાહન ચલાવવું તે સખ્તાઈથી કે સ્વેચ્છાથી સ્વીકારવું જ પડે....પ ણ ડાબી બાજુએ વાહન નહીં ચલાવો તો પાપ થશે. નરકમાં જશો, ઈશ્વર ગધેડાનો અવતાર આપશે એવી ડરામણી વાજબી નથી લાગતી. દરેક ધર્મોમાં રહેલી ખામી આવી તેમાં મૂકવામાં આવેલાં ભ્રામક ભય–સ્થાનો જ છે. વિજ્ઞાને પ્રયોગશાળામાં કૃત્રિમ જીવ કે ઈશ્વર શોધવાની જંજાળ છોડી દઈને માત્ર આ ભયો દૂર કરવામાં સેતુ–રૂપ થવું જોઈએ.

કર્મનો સિદ્ધાંત, પાપ–પુણ્ય, સ્વર્ગ–નરક, પૂર્વજન્મ, પુનર્જન્મ, ઈશ્વરના અવતારો વગેરે મોટા ભય અને લાંબી ભ્રમણાઓ પેદા કરે છે. વાસ્તવમાં એક સરસ કલ્પના સિવાય કાંઈ નથી! અને વધારે નવાઈ પમાડતી વાત એ છે કે આ રહસ્ય. દરેક સ્થળે ધાર્મિક,રાજકીય અને વ્યાપારી વડાઓ સારી રીતે જાણે છે, છતાં તમને સ્વર્ગમાં જવાના અને સુખી થવાના દસ્તાવેજો ઘડી આપે છે તે મોટી કરુણતા છે.

ધર્મપાલનનાં સામાન્ય રીતે ત્રણ સ્વરૂપો છે. નિયમો LAW, નીતિ–Morality અને આધ્યાત્મિકતા–Spiritulity ભારતીય શાસ્ત્રો મનુસ્મૃતિ વગેરે કાયદો રાજય વ્યવસ્થા અને સમાજરચનાના માર્ગદર્શક ગ્રંથો હોવા છતાં ધર્મગ્રંથો જ ગણાય છે. અન્ય શાસ્ત્રો પણ નીતિમય જીવન અને કાયદાનો નિર્દેશ કરે છે. સમાજ અને વ્યકિતનાં હિત જાળવવા નિયમો અનિવાર્ય છે. અહી આપણે રાજય સ્થાપિત કાયદા કે જે સામૂહિક માનવ–કલ્યાણના હેતુથી ઘડવામાં આવ્યા છે તેની વાત કરી રહયા છીએ. આવા કાયદાનો હેતુ સામૂહિક પરોપકાર કરવાનો અને પરપીડનવૃત્તિને બળપૂર્વક અટકાવવાનો છે. કાયદાપાલનની વ્યવસ્થાનો અને સુરક્ષાનો ખર્ચ મેળવવા શાસન કરવેરા નાંખે છે. આમ, કાયદો કે રાજય–વ્યવસ્થા ધર્મથી જુદાં હોઈ શકે નહી. કારણ કે બંનેનો હેતુ મનુષ્યની સુખ–પ્રાપ્તિ માટે નકકી કરેલી [૧]**<u>"આધાર–રેખા"</u>** જ છે. છતાં કયારેક રાજયના ધર્મ નિરપેક્ષપણા [૨]**Secular** હોવા અંગે ઘણો ઓહાપોહ કરવામાં આવે છે. જે ખરેખર ભ્રામક છે. આથી સામાન્ય રીતે દરેક ધાર્મિક સંપ્રદાય કાયદાના શાસનને માન આપવાનું કહે છે અને રાજય વિરૂદ્ધ આચરણને અધાર્મિક ગણે છે. કેટલાંક સંપ્રદાયો અવૈધ ઉપાયોથી ધન ભેગું કરી મંદિરો બનાવે છે. કેટલાક પોતાના મતાવલંબી ન હોય તેવા લોકોનું પરપીડન વ્યાજબી ઠરાવે છે. કેટલાકો પોતાના સંપ્રદાય કે મતની શ્રેષ્ઠતા સિદ્ધ કરવા, સંખ્યા વધારવા લલચામણો પરોપકાર કરે છે. આ બધી બાબતો તદ્દન અધાર્મિક છે.

———————————————————

૧.દરેક મનુષ્ય સુખ ઈચ્છે છે. આથી **<u>પરોપકારવૃત્તિનો વિકાસ અને પરપીડનવૃત્તિનો રકાસ</u>** એ જ મુખ્ય આધાર છે અને આમ કરવા જતાં જળ,વાયુ અને પૃથ્વીનું પણ પ્રદૂષણ ન કરે. આ દષ્ટિકોણને આપણે ધર્મની મુખ્ય "આધારરેખા" ગણીશું અને આગળ ઉપર "આધારરેખા" એમ શબ્દપ્રયોગ સૂચવીશું.

૨.Secular શબ્દ મુળમાં રાજયસત્તા અને ધર્મસત્તાના સત્તાધીશોના અહમની મર્યાદા નકકી કરવા યુરોપમાં નકકી કરવામાં આવેલો, જયારે ધર્માધીશોની રાજય વ્યવસ્થામાં દખલગીરી વધી ગયેલી. આજે એ ધર્મસત્તા અને રાજયસત્તાનો સંઘર્ષ મતના રાજકારણમાં થાય છે. આપણે "આધારરેખા" ની અવગણના ન થાય તે રીતે જ ધર્મ અને રાજય વ્યવસ્થા વિચારવાનાં છે.

———————————————————————

કાયદા બનાવનારા શાસકો દરેક વખતે તટસ્થ અને ધર્મની આધારરેખાને વફાદાર રહીને જ કાયદા બનાવે છે તેવું પણ અપેક્ષિત નથી. કેટલાંક રાજયો પોતાના રાજયમાં પરધર્મી વિદેશીઓ પોતાનાં ધાર્મિક પુસ્તકો પણ ન રાખી શકે તેવા કાયદા પળાવે છે! કેટલાંક સ્થળે અમુક ધર્મની સ્ત્રીઓ ચાંદલો કે બંગડી ન પહેરી શકે તેવું વલણ ધરાવતા હોય છે. એવા કાયદા હારેલી કે લાચાર પ્રજાને વધુ કચડી નાખવા અથવા વ્યાપારી હેતુઓ માટે થતા હોય છે, તે બધા કાયદા વિવાદાસ્પદ અને અમાનવીય હોઈ શકે છે.

કાયદાનું ધાર્મિક સ્વરૂપ સામાન્ય રીતે, અસત્ય ન બોલવું, હિંસા ન કરવી, ચોરી ન કરવી, સંગ્રહ ન કરવો, વ્યભિચાર ન કરવો, બળાત્કાર ન કરવો, માદક પદાર્થોનું સેવન ન કરવું. ખોટાં તોલમાપ ન વાપરવાં, વ્યાપારી છેતરપિંડી ન કરવી, ઉટવૈદા ન કરવા. રાજયના કોઈ પણ હોદ્દાનો ઉપયોગ અંગત સ્વાર્થ માટે ન કરવો વગેરે સીધેસીધા માનવ કલ્યાણની આસપાસ ફરતી બાબતો પર નિયંત્રણો રાખવા બાબતે જ હોય તે જરૂરી છે. તેમ છતાં આવું હંમેશા થતું નથી. કોઈ સમુદાયને પીડવા માટે કે હીણપતભરી સ્થિતિમાં મૂકવા માટે થતી રાજયની કે વિજેતા શાસકોની વર્તણૂંકો અને શૈલીઓ માટેના રાજકીય તત્વજ્ઞાનનો એક જુદો જ અભ્યાસ છે.

નીતિમય ધર્મનું સ્વરૂપ કાયદા–પાલનના ધર્મથી ચડિયાતું છે. કારણ કે સામૂહિક જીવનના કલ્યાણ માટે શાસ્ત્રોની સહાયથી સંશોધિત વિવેકબુધ્ધિ વડે ધર્માનુકૂળ કર્તવ્ય અકર્તવ્યનો આત્મનિર્ણય કોઈ પણ જાતના બાહ્ય દબાણ વગર કરવાનો હોય છે. ચોરી કરવી કાયદા વિરૂદ્ધ છે. એટલે ઘણા ચોરી કરવાની શિક્ષા થશે માટે ચોરી નથી કરતાં પણ નીતિમય જીવન જીવનાર ચોરી કરવાથી પરપીડન થાય છે તેમ સમજીને જ ચોરી નથી કરતાં, આપણે રાજયને કર ભરીને છીએ તે સામૂહિક પરોપકાર માટે જ વપરાય છે પછી દાન કરવાની શી જરૂર?.. એના કરતાં કોઈ સંજોગોવશાત નિર્બળ છે અને પોતે શકિતશાળી છે તો પરોપકાર અર્થે પણ દાન કરવું જોઈએ એવો આત્મનિર્ણય ધરાવનાર ધર્મના નીતિમય સ્વરૂપનું પાલન કરે છે અને સ્વૈચ્છિક રીતે જ આધારરેખાને માન આપે છે.

ધર્મનું અંતિમ સ્વરૂપ આધ્યામિક –Spiritual છે. આધ્યાત્મિક સ્વરૂપ મહદઅંશે અંગત પ્રકારનું હોવા છતાં સુદઢ ધાર્મિક સમાજરચના અને શાસન વડે અનુકૂળ પરિસ્થિતિ સર્જાય છે. તેમજ સારી રીતે ચિંતન–મનન કરવા આર્થિક, ધાર્મિક સિદ્ધિઓના સથવારે કામ–તૃપ્તિ અને કુટુંબની સમાજની યોગક્ષેમ વ્યવસ્થા ગોઠવી દીધા બાદ આત્મ કલ્યાણમાં જોડાવું તે ધર્મનુ Spiritual સ્વરૂપ છે. હિન્દુ ધર્મમાં આવી મુકત સ્થિતિને મોક્ષ નામનો ચોથો પુરુષાર્થ કહયો છે. જે માનવની આત્યંતિક સુખની સ્થિતિ છે અને ફરી દુઃખ આવી ન પડે તેવી સ્થિતિ છે. આ સ્થિતિમાં મૃત્યુ પણ આનન્દમય બની શકે છે. કેટલાં ધર્મો સ્ત્રીને, કામનાને, ધર્મના અવરોધ માને છે. આ વાત ધર્માનુકૂળ નથી. કારણ કે કુદરતી નથી. વાજબી ધન પ્રાપ્તિ કરી હોય તો પરોપકારનાં કાર્યો થઈ શકે. ગૃહસ્થાશ્રમની વ્યવસ્થા સ્ત્રી–પુરુષના સહજીવન ધ્વારા પ્રજોત્પત્તિનો પ્રાકૃતિક ક્રમ પૂરો કરે છે. કામતૃપ્તિ થાય છે. જે ભવિષ્યના જીવન માટે મનની શાંતિ પૂરી પાડે છે. બૌધ્ધ ધર્મે સ્ત્રીને પાપનું મૂળ ગણી સૌને ભિક્ષુ–ભિક્ષુણીઓ થઈ જવાનો પલાયનવાદી ઉપદેશ આપ્યો દરેક જગ્યાએ દુઃખ છે માટે ભાગો! બધાંય દુઃખો દુઃખ નથી પણ ગેરસમજ છે. અવિદ્યા છે. અવિદ્યા દૂર કરી દુઃખમુકત થવું હિતકર છે. આ Spiritual આધ્યાત્મિક ધર્મનું સ્વરૂપ છે. છતાં સૌને માટે જરૂરી નથી. નીતિમય જીવન મધ્યમ માર્ગ છે. શ્રેષ્ઠ છે.

ધર્મ આખરે સુખની શોધનું સમાજશાસ્ત્ર છે. ઈશ્વર,કર્મફળ,પાપ–પુણ્ય, સ્વર્ગ–નરક,પુનર્જન્મ વગેરેનો ભય ખરેખર સામાન્ય લોકો આધાર–રેખાને વફાદાર રહે તે માટે વિકસાવાયો છે અને જગતના બધા ધર્મોએ પોત–પોતાની રીતે અપનાવ્યો છે. અચેતન,ચેતન,ઈશ્વર અને બ્રહ્માણ્ડનાં રહસ્યોની શોધ ભૌતિકશાસ્ત્રીય હોવા છતાં Spiritual આધ્યાત્મિક ધર્મનું સ્વરૂપ છે. મનની શાંતિ અને સુખમય મૃત્યુ માટે ઉપયોગી છે.

આથી, આપણે ધર્મ વિશે એકદમ તટસ્થ અને પ્રાકૃતિક પરિસ્થિતિઓના અનુસંધાને નીચેના તારણો મેળવી શકીએ છીએ.

(૧) દરેક જીવ સુખ ઈચ્છે છે. કોઈને દુ:ખ કે અણગમાભરી સ્થિતિ કોઈ જીવને ગમતી નથી.

(૨) મનુષ્ય પણ સુખ ઈચ્છે છે. સાથોસાથ સમૂહમાં રહેવા ઈચ્છે છે. આથી, મનુષ્યને સામાજિક પ્રાણી પણ કહે છે.

(૩) દુ:ખનું એક પ્રત્યક્ષ કારણ હિંસા છે એમ આપણે માની લીધું છે અથવા હજારો વર્ષોથી આપને એમ કહેવામાં આવ્યું છે અને દેખાય છે પણ એવું....સિંહ–વાઘ–મગર–બાજ વગેરે પ્રાણીઓની આજીવિકા અને જીવનશૈલી સાથે જ હિંસા જોડાયેલી છે અને આમ તો વનસ્પતિમાં ય જીવ છે. તેથી શાકાહારી પ્રાણીઓ હિંસા નથી કરતાં એમ કેમ કહી શકાય ? જીવો જીવસ્ય ભોજનમ્ । એ સુત્ર સાર્થક છે અને પ્રાકૃતિક રીતે પણ જીવનચક્ર ચાલુ રહે તે માટે તૃણધાન્યોના છોડનું આયુષ્ય મર્યાદિત હોયછે. ઘઉંના છોડ પર ઘઉંના દાણા પાકે પછી આપોઆપ સુકાઈ જાય છે. એટલે કે વધુમાં વધુ આયુષ્ય ૬૦ દિવસનું હોય છે. તેવી જ રીતે હરણ,બકરા,સસલાનો LIFE-SPAN ટૂંકો હોય છે. જાણે કે હિંસક પશુઓની જરૂરીયાત પૂરી પાડવાની રચના! આની વિગતો ECOLOGY નામના શાસ્ત્રમાં સમાવી લીધી છે. આટલી વાત પછી આપણે અહિંસા પરમો ધર્મ...બાબતે ફરી વિચારવું જોઈએ અથવા પ્રાકૃતિક હિંસાને અહિંસા ન ગણવી જોઈએ.

(૪) સમાજમાં Might is Right બળિયાના બે ભાગ એ કુદરતી ક્રમ છે. પણ મનુષ્ય બુદ્ધિશાળી છે. વિચારી શકે છે....કદાચ હજારો વર્ષોથી વિચારે છે....સૌ મનુષ્યો અને સૌ જવો સુખ ઈચ્છે છે. એ નકકી થઈ ગયું છે. એટલે બુધ્ધિ વડે બળિયા–બળવાન લોકો નિર્બળને કચડી ન નાખે તેવી વ્યવસ્થા ઉભી કરી ટકાવી રાખવાની છે અને તે માટે પરોપકારવૃતિ વિકસાવવાની અને પરપીડનવૃતિ અટકાવવાની જરૂર છે. તે જ ધર્મની ટૂંકી વ્યાખ્યા છે ધારયતિ ઈતિ ધર્મ..જે સમાજને ધારણ કરે છે. ટકાવી રાખે છે તે જ ધર્મ. પણ આ વાત સમાજનો દરેક સભ્ય સહેલાઈથી સ્વીકારતો નથી. તક મળ્યે બળિયાના બે ભાગ વાળી વાત યાદ આવી જાય છે. એટલે માનવ–સમૂહો પોતાની ભૌગોલિક અને માનવ–સ્વભાવની સ્થિતિના અનુસન્ધાને ધર્મના પ્રયોગો કરે છે. આપણી આધાર–રેખાની આસપાસ આ પ્રયોગો ચાલુ રહે છે.

(૫) સત્વ, રજસ, તમસની અગણિત વિવિધતાથી માનવ–સ્વભાવ કે પ્રાણી, પદાર્થના ગુણધર્મો નકકી થાય છે. અને તે પ્રમાણેની વર્તણૂક પ્રદશિત થાય છે. આવી વર્તણૂક પોતાની ઉપસ્થિતિ દરમ્યાન બેવડાયા કરે છે. એનું તારણ એવું થઈ શકે કે સૌ મનુષ્યો એકસરખા બુદ્ધિશાળી હોતા નથી. ઘણીવાર પોતાનું ભલું શેમાં છે તેય વિચારી શકતા નથી. આવા સમૂહને ભય વડે નિયમોનું પાલન કરાવવાથી આધારરેખાની નજીક રાખવાની ખૂબ અનુકૂળતા રહે છે. તેથી ઈશ્વરનો ભય,કર્મફળ (સારું કરશો તો સારું પામશો) નો ભય, સ્વર્ગની લાલચ અને નરકનો ભય, હલકી યોનિમાં પુનર્જન્મનો ભય વિકસાવવામાં આવ્યો અને પરિણામ પણ સારું મળ્યું. પછી તો ભય ફેલાવનારાઓએ દાટ વાળી દીધો....જેમ કે સૂર્ય–ચન્દ્ર ગ્રહણ થાય ત્યારે પુણ્ય કરો એટલે દુ:ખી થતા સૂર્ય–ચન્દ્ર જેને રાક્ષસ ગળી રહયો છે તે

મુકત કરે! અને વાત ય સાચી. સૌ પુણ્ય કરે નહાઈ–ધોઈ ઈશ્વરને પ્રાર્થના કરે એટલે પેલો રાક્ષસ ભાગી જાય! આપણને પાછા સૂર્ય–ચન્દ્ર મળી જાય. આ ભય જે તે જમાના માટે યોગ્ય હતો અને ઈરાદો શુભ સાત્વિક હતો. આવાં અનેક પ્રકારનાં ભયો આજે વિજ્ઞાનના નામે ફેલાવી MARKETINGની સફળતા મેળવી શકાય છે. અહીં ફેલાવાતા ભયનો ઈરાદો વ્યાપારી–રાજસિક પ્રકારનો હોય છે. એ તફાવત ધ્યાનમાં લેવો આવશ્યક છે.

(૬) ઈશ્વર,બ્રહ્મ,પરમેશ્વર,ચેતન, અચેતન બધું સાચું હશે. પરંતુ તે ભૌતિક શાસ્ત્રનું જ્ઞાન છે. ધર્મ સમાજશાસ્ત્ર અંતર્ગત છે. ઈશ્વરને એની સાથે કાંઈ લેવા–દેવા નથી અને હોય તો વ્યકિતગત રીતે મનની શાંતિ મેળવવાના પ્રયાસથી વિશેષ કાંઈ નથી.

આ એકદમ તાર્કિક સ્પષ્ટતા છે. મોટા ભાગના તત્વજ્ઞાનીઓ, રાજકારણીઓ અને વ્યાપારી અને ધાર્મિક વડાઓ આ વાત સારી રીતે જાણે છે. કેટલાક બર્ટ્રાન્ડ રસેલ જેવા તત્વજ્ઞાનીઓ આવી સ્પષ્ટતા કરે છે ત્યારે તેનો અંદરખાને બહિષ્કાર થાય છે. પોતે ખ્રિસ્તી નથી અને ઈશ્વર છે કે નહી તે સાબિત નથી કરી શકતો, એટલું કહેવાથી અમેરિકાની કેટલીક યુનિવર્સિટીઓએ તેના વ્યાખ્યાનો રદ કરેલાં! આ જ રસેલે બ્રિટનની યુધ્ધ નીતિની ટીકા કરેલી અને જેલવાસ પણ ભોગવેલો! તેવી જ રીતે હેન્રી ડેવિડ થોરો નામના અમેરિકન તત્વજ્ઞાનીને કર ન ભરવા બદલ રાજયે કારાવાસ આપેલો. આમ, હાલના યુગમાં પણ પૃથ્વી ગોળ હોવા છતાં, પૃથ્વી સપાટ છે એવું ઈરાદાપૂર્વક માનનારા છે જ અને તેઓ સ્થાપિત હિતોના રક્ષકો છે. વળી ઉચ્ચ સ્થાને હોવાથી, આપણાથી સિંહનું મોઢું ગંધાય એમ કહેવાય ?! વળી મોઢું ગંધાતું નથી એમ કહી તમને ખોટી પ્રશંસા કરવાનો આવો કોઈ હકક ખરો? સૌનું મોઢું ગંધાય તો મોટા માણસોનુંય ગંધાય ? આવે વખતે તમારુ શરદીથી નાક બંધ થઈ ગયું હોય તો કેવું સારૂ! પછી તો બર્ટ્રાન્ડ રસેલને ય શરદી થઈ ગઈ અને નોબેલ પ્રાઈઝ પણ મળ્યું !

મહાભારતમાં સત્ય વિશે બહુ સરસ સ્પષ્ટતા કરી છે. નાસૌ ધર્મો યત્ર ન સત્યમસ્તિ, ન તત્સત્યં યચ્છલેનાનુવિદ્ધમ્ । તે ધર્મ નથી જયાં સત્ય નથી અને તે સત્ય નથી જે છળથી વીંધાયેલું છે. સત્ય એટલે જ્ઞાનનો પ્રકાશ. પણ સત્યનો પ્રકાશ તો હિરણ્યમયેન પાત્રેણ સત્યસ્યાપિહિતં મુખમ્ । સુવર્ણમય પાત્રથી સત્યનું મુખ ઢંકાયેલું છે. આ શ્લોકોનો ભાવ એમ કાઢી શકાય કે છળથી વીંધાયેલું ન હોય તેવું સત્ય શોધી શકાય છે પરંતુ રજોગુણી સત્તાધીશો સોનાના પાત્ર વડે સત્યનું મોઢું ઢાંકી દે છે ? અને પોતાને અનુકૂળ હોય તેટલું જ સત્ય બહાર આવવા દે છે ત્યારે સત્ય તો હોય છે પણ છળથી વીંધાયેલું થઈ જાય છે. આવું હજારો વર્ષથી ચાલ્યું આવે છે. માણસોને સતત કાર્યરત રાખવાની પ્રકૃતિની એક કળા !

હિન્દુ ધર્મશાસ્ત્રોએ ચાર [૧] પુરુષાર્થ , [૨] ચાર વર્ણ, અને [૩] ચાર આશ્રમની વ્યવસ્થા દ્વારા ધર્મ પ્રસરાવ્યો છે જે સર્વથા શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક છે. સનાતન છે. જે કાંઈ ખામી છે. તે કયાંક સમજનારની છે. કયાંક અમલ કરાવનાર માર્ગદર્શકોની તો કયાંક વિજેતા વિધર્મીઓની દ્વેષબુદ્ધિ છે. તેની આગળના પ્રકરણમાં વાત કરીએ.

---

૧. અર્થ,ધર્મ,કામ અને મોક્ષ આ ચાર પુરુષાર્થ છે.

૨. બ્રાહ્મણ,ક્ષત્રિય,વૈશ્ય અને શુદ્ર ચાર વર્ણો છે. જે આજના યુગમાં વ્યાપારી સંકુલોમાં મેનેજરો અને ડિરેકટરોનો બૌદ્ધિક વિભાગ. સંરક્ષણ–સલામતી વિભાગ, ખરીદ–વેચાણ અને સંગ્રહ વિભાગ અને ધણ પછાડનારો શ્રમિક વિભાગ છે. જયારે વર્ણાશ્રમ માનવીય હિતના સાત્વિક ઉદ્દેશ્યથી રચાયેલો છે તે મુખ્ય તફાવત છે.

૩. મનુષ્યના જીવનકાળના ચાર ભાગ પાડેલા છે.

**બ્રહ્મચર્યાશ્રમ** – વિદ્યાભ્યાસ,આજીવિકા અને સ્વસ્થ જીવનની તાલીમ.

**ગૃહસ્થાશ્રમ**–વ્યવસાય–જીવન નિર્વાહ – દાંપત્યજીવન – પ્રજોત્પતિ

**વાનપ્રસ્થાશ્રમ** – વડીલોની સેવા,સમાજસેવા,સ્વાધ્યાય–અભ્યાસ

**સંન્યાસાશ્રમ** – અંગત, એકાન્ત,આધ્યાત્મિક ચિન્તન,સુખેથી મૃત્યુ પામવાના પ્રયોગો.

---

## પ્રકરણ ૫મું........વર્ણ વ્યવસ્થા અને સત્વ, રજસ, તમસ

આપણે સાંખ્ય દર્શન આધારિત પ્રકૃતિ–પુરૂષ વિશે પ્રકરણ–૨ માં થોડું જાણી ચૂકયા છીએ અને પુરૂષ....એટલે દરેક જીવમાં રહેલું ચેતન તત્વ જન્મના અનુકૂળ સંજોગોમાં પંચમહાભૂતના બનેલા દેહમાં પ્રવેશે છે અને મૃત્યુ વખતે નીકળી જાય છે. આ સૂક્ષ્મ તત્વને આપણે ટેલિવિઝનના પ્રસારણ થતા વિદ્યુત તરંગો સાથે સરખાવ્યું, અતિસૂક્ષ્મ અને જેટલું સૂક્ષ્મ તેટલું વધુ વ્યાપક. આ ચેતન તત્વની સૂક્ષ્મતા છે તેવી જ સૂક્ષ્મતા પ્રકૃતિ તત્વની પણ છે ( આ બંને સૂક્ષ્મતા ચેતન અને જડ તત્વની એક નથી પણ એક બીજાથી સ્વતંત્ર છે એમ સાંખ્ય દર્શને સ્વીકારેલું છે. શંકરાચાર્યે આવી અનંત અકલ્પ્ય સૂક્ષ્મ વસ્તુ જુદી કેમ હોઈ શકે તેમ કહી અદ્વૈત્ય વાદ સ્વીકારેલો છે. આપણે માત્ર જડ અને ચેતન બંનેની સૂક્ષ્મતા પરિણામી અને અપરિણામી સ્વરૂપે સ્વીકારવાની છે. જડ સૂક્ષ્મમાંથી સ્થૂળ તરફ જઈ શકે છે. ચેતન માત્ર સૂક્ષ્મ અપરિણામી નિર્વિકારી! ટેલિવિઝન માત્ર ઘરના વિદ્યુત પ્રવાહ વડે ન ચાલી શકે. દૃશ્ય–શ્રાવ્ય તરંગો મોકલતું બ્રોડકાસ્ટિંગ સ્ટેશન પણ જોઈએ. એટલે બે સૂક્ષ્મ પ્રવાહો જડ અને ચેતનના એકબીજાથી સ્વતંત્ર છે તે સ્વીકારવું સહેલું પડે છે.)

પુરૂષ કે ચેતન તત્વની સૂક્ષ્મતા, વ્યાપકતા, અમરતા આપણે ગીતાના અધ્યાય–૨ માં આત્માનાં જુદાં જુદાં નામ દ્વારા તપાસી. તેવી જ રીતે પ્રકૃતિની સૂક્ષ્મતા વિશ્વના તમામ પદાર્થોમાં સત્વ, રજસ અને તમસ રૂપે રજુ થાય છે. અને કોમ્પ્યુટરમાં જેમ પીળા, લાલ અને વાદળી રંગો વડે અસંખ્ય પ્રકારના રંગોની ઝાંય (Colour Shade) મેળવી શકાય છે તેમ પ્રકૃતિના સત્વ, રજસ, તમસનાં અનેક મિશ્રણો જે તે પદાર્થના વિશિષ્ટ ગુણધર્મો પ્રમાણાનુસાર પ્રદર્શિત કરે છે. કેટલાંક આપણે જાણી શકીએ છીએ. કેટલાક જાણી શકીશું કેટલાંક કયારેય નહી !જેમ કેટલાક Colour Shade આંખથી જુદા પાડી શકાય છે. કેટલાક સૂક્ષ્મદર્શક યંત્રોથી. કેટલાકમાં માત્ર કાલ્પનિક જુદા પણું ! આ પ્રકૃતિના પદાર્થોનું વ્યકતરૂપ પાંચ મહાભૂત છે. આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વીની અવ્યકતરૂપે પ્રતિક્રિયા સત્વ, રજસ, તમસ દ્વારા પારખી શકાય છે. મનુષ્ય શરીર પણ પંચમહાભૂતનું બનેલું છે. જેમાંથી આકાશ વ્યાપક અને પૃથ્વી સ્થિર છે. એટલે વાયુ, અગ્નિ અને જળ ગતિ કરી શકે છે. શરીરનું હલનચલન, ચેતન તત્વ દ્વારા જન્મ, વૃદ્ધિ, પ્રજનન, જરા અને મૃત્યુ વડે પ્રદર્શિત થાય છે. એટલે આયુર્વેદમાં વાયુ–અગ્નિ અને જળને વાત, પિત, કફ  શરીરને ગતિ આપનાર કહયા છે, અને અનુક્રમે રજસ, સત્વ, તમસના પ્રતિનિધિ ગણ્યા છે.

અહી આપણે એક સ્પષ્ટતા કરી લેવી જોઈએ કે આપણે ઘણીવાર તામસી પ્રકૃતિના માણસો ખરાબ તરીકે જોઈએ છીએ પણ દરેક વસ્તુમાં આ ત્રણેય ગુણો અનિવાર્યપણે હોવાના. માત્ર તમસ ગુણનો પ્રભાવ દુર્ગુણોને પોષે છે એમ કહી શકાય. નિદ્રા તમસનો પ્રભાવ છે અને આળસ પણ, આળસ દુર્ગુણ છે. નિદ્રા, સ્વાભાવિક ક્રમ. આયુર્વેદમાં મેદવૃદ્ધિથી થયેલું સ્થૂળ શરીર અન્યાયીપણે સંગ્રહ કરવાની તામસીવૃતિ ઉશ્કેરે છે તેવા અર્થમાં કહયું છે. પણ તમસ અનિવાર્ય છે તે જાણવું જરૂરી છે. તમસ સ્થિરતા છે. ક્રિયા રજસ અને પ્રકાશ સત્વ. માનવ શરીર સ્વતંત્ર એકમ છે. પંચમહાભૂતનું બનેલું છે. પંચમહાભૂત પ્રકૃતિના ત્રણેય ગુણો પ્રતિબિંબિત કરે છે. દરેક શરીરમાં એકસરખા પ્રમાણમાં પંચમહાભૂતો નથી તેથી દરેક શરીરના સત્વ,

રજસ, તમસના પ્રભાવો એકસરખા નથી. (અહીં આપણે શરીર માત્ર માનવ–શરીર જ ન ગણતાં, જરાયુજ, અંડજ, ઉદ્‌ભિજ અને સ્વેદજ આ ચારેય પ્રકારના જીવોના શરીર ગણવાનાં છે. જે પંચમહાભૂતના અસંખ્ય અસમાન મિશ્રણોનાં બનેલાં છે. દરેક મિશ્રણ જે તે પ્રાણી શરીરનો વિશેષ સ્વભાવ પ્રગટ કરવામાં મુખ્ય ભાગ ભજવે છે અને તે જ તેનાં જન્મ, મરણ, ભોગ, વ્યાધિ, સુખ, દુ:ખનું કારણ બને છે. માનવ સ્વભાવનાં મુખ્ય લક્ષણો ગર્ભમાં જ નકકી થઈ જાય છે. તે બાબતે સંસ્કૃતમાં બે શ્લોક સરસ છે.

દાતૃત્વં પ્રિયવકતૃત્વં ધીરત્વમુચિતજ્ઞતા ।

અભ્યાસેન ન લભ્યતે ચત્વાર સહજા ગુણા ।। ચાણકય નીતિ ૪.૧

દાન કરવાની વૃતિ, મધુર ભાષણ, ધીરત્વ (શૌર્ય, સ્થિતપ્રજ્ઞતા) પાણ્ડિત્ય (ઉચિત–અનુચિતનું જ્ઞાન) એ સ્વાભાવિક ગુણો છે. અભ્યાસથી પ્રાપ્ત થતા નથી.

આથી ઉલટું કંજૂસાઈ, કટુવાણી, કાયરપણું, ચંચળતા અને મૂર્ખતા અભ્યાસથી દૂર કરી શકાતાં નથી.

આયુ કર્મ ચ વિતં ચ વિદ્યા નિધનમેવ ચ ।

પંચૈતાનિ હિ સૃજ્યન્તે ગર્ભસ્થૈવ દેહિન ।। ચાણકય નીતિ– ૧૧.૧

આયુષ્ય, કર્મ, ધન, વિદ્યા અને મૃત્યુ ગર્ભમાં જ નકકી થઈ જાય છે.

અહીં સત્વ, રજસ, તમસનાં નિયત પરિમાણો વડે શરીરરચના થઈ ગયા પછી મૃત્યુ પર્યન્ત બુદ્ધિના નિર્ણયોમાં ફેરફાર થતો નથી. આપણી નાનકડી કહેવત "પ્રાણ અને પ્રકૃતિ સાથે જ જાય " એટલે આયુષ્ય, કર્મ, વિદ્યા, મૃત્યુ, દાતૃત્વ કે લોભ, મધુર ભાષણ કે કટુવાણી, ધીરત્વ કે ચંચળતા, પાણ્ડિત્ય કે મૂર્ખતા વાળો સ્વભાવ અભ્યાસ વડે બદલાવી શકાતો નથી.

મૂળ પ્રકૃતિના ત્રણ ગુણો સત્વ, રજસ અને તમસ ભારતીય તત્વજ્ઞાનની અદ્‌ભૂત કલ્પના છે. વેદો, ઉપનિષદો અને સાંખ્યદર્શન ગુણો વિશે સરસ માહિતી પ્રદાન કરે છે. આપણે જગતની તમામ વસ્તુમાત્ર ત્રિગુણાત્મક માનવાની છે. કારણકે ત્રિગુણાત્મક વિશે સન્દેહ અને તેના ઉકેલની વાત ઘણી લાંબી અને કદાચ કંટાળાજનક પણ બની જાય તેવી છે. વળી આપણે ત્રિગુણને મૂળ ત્રિરંગમાં દૃષ્ટાંતરૂપ રાખી દરેક વસ્તુનું જુદાપણું વિશેષ વ્યકિતત્વ પીળા, લાલ અને વાદળી રંગના થતા અસંખ્ય કલર–શેડ સાથે સરખાવવાના છીએ (કલરશેડ વર્ણ શબ્દનો સૂચક છે.)

જગતની દરેક વસ્તુ ત્રિગુણાત્મક હોવાથી માનવશરીર પણ ત્રિગુણભાવ પોતાની બુદ્ધિ વડે લેવાતા નિર્ણયો દ્વારા પ્રગટ કરે છે. મૂળ પ્રકૃતિનાજ સત્વ, રજસ, તમસ છે. બુદ્ધિ અથવા મહતત્વ એક વસ્તુમાં રહેલા ત્રિગુણના પ્રભાવ અનુસાર નિર્ણય કે પ્રતિભાવ આપે છે. એક વસ્તુમાં નિયત થયેલું ત્રિગુણનું પરિમાણ જેને આપણે કલરશેડ ગણીશું તે અહંકાર છે. મન પ્રકૃતિની વિકૃતિ છે અને તે પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને બુદ્ધિ વચ્ચેની લિંક છે.

અહીં થોડીવાર માટે માનવશરીર કોમ્પ્યુટર સાથે સરખાવીએ તો કોમ્પ્યુટરમાં એક Central Ptocessing Unit હોય છે. માઉસ, કી–બોર્ડ, મોનિટર, સ્પીકર, પ્રિન્ટર વગેરે ઉપકરણો હોય છે. જેને Input અને Output ઉપકરણો કહેવામાં આવે છે. વળી CPU ની એક ક્ષમતા હોય છે. જેમ કે પેન્ટિયમ–ટુ, તે પોતાની ક્ષમતા અનુસાર ઈનપુટ થયેલ DATA નો પ્રતિભાવ પોતાની શકિત મુજબ Output ઉપકરણો મારફત પ્રગટ કરે છે. સંપૂર્ણ કોમ્પ્યુટર જડ હોવાથી જડ–ત્રિગુણમય પ્રકૃતિ છે. CPU પોતાની ક્ષમતા પ્રમાણે નિર્ણય લેનાર બુદ્ધિ છે. CPU ની ક્ષમતા તેની ઓળખ Pentium-

II પ્રમાણે છે. બુદ્ધિ ક્ષમતા છે. અહંકાર ઓળખ છે. મન Input કી–બોર્ડમાં મળેલાં DATA- CPU ના નિર્ણયો OUT PUT ઉપકરણો પાસે પહોંચાડવાની લિંકનું કામ કરે છે. એટલે જ્ઞાનેન્દ્રિય આંખ દ્વારા જંગલમાં વાઘ જોવા મળે છે તે વાત મન બુદ્ધિને પહોંચાડે છે. બુદ્ધિ તેની શકિત પ્રમાણે નિર્ણય લે છે અને કર્મેન્દ્રિયોને ભાગવાનો કે હથિયાર સજવાનો હુકમ મન દ્વારા જ પહોંચાડે છે. બુદ્ધિ જે નિર્ણય લે છે. પોતાના સત્વ,રજસ, તમસના પ્રમાણ અનુસાર હોય છે. જે તદ્દન ભૌતિક છે તે જ મનુષ્ય અને મનુષ્યના વર્ણ–કલરશેડ પ્રમાણે પ્રતિબિંબિત થતા ગુણકર્મના આધારે વર્ણાશ્રમધર્મ તદૃન તાર્કિકપણે ગોઠવવામાં આવ્યો છે. આ હિંદુ ધર્મના અનેક વિદ્વાનોનું હજારો વર્ષોના અનુભવનું મન્થન છે. હજારો વર્ષનો મનુષ્યોમાં પરોપકાર વિકસાવવાનો અને પરપીડન અટકાવવાનો પ્રયોગ છે. કાળક્રમે કયાંક ક્ષતિગ્રસ્ત થયો હશે તે વખતો વખત સુધારી લેવાના પ્રયત્નો પણ થયા છે. આક્ષેપો અને બેહૂદા પ્રચારવાળા વિરોધ પણ ખૂબ પ્રમાણમાં થયા છે. છતા મહત્તમ માનવોને સુખ મળે તેટલા જ ઉપાયો ન વિચારતાં સમગ્ર જડ–ચેતન જગત સુખમય બને તેટલી વિશાળ દૃષ્ટિથી વિચાર કરવામાં આવ્યો છે. ગીતામાં આ માટે " સર્વે ભૂત હિતરતાઃ " એવો શબ્દપ્રયોગ થયો છે. માનવ સહિત અન્ય પ્રાણીજગત અને પર્યાવરણનું ઓછામાં ઓછું પરપીડન થાય, અન્ય કોઈ વ્યવસ્થા કરતાં, વધુમાં વધુ મનુષ્યો ઓછામાં ઓછા દુઃખી થઈ સુખી થાય તેવા પ્રયત્નો વર્ણાશ્રમ ધર્મમાં છે.

આપણે સત્વ, રજસ, તમસના પ્રભાવનું વર્ણન જે શ્રીમદ્ ભગવદ્ ગીતામાં માનવસ્વભાવના અનુસંધાને થયું છે તે વિશે થોડું જાણીશું. વર્ણ શબ્દ–રંગ Colour Shade નો પર્યાય છે, જે માનવ–સ્વભાવનું પ્રતીક આપણે ગણ્યું છે.

પ્રકૃતિથી ઉત્પન્ન થતા સત્વ–રજસ–તમસ ગુણો અવિનાશી જીવાત્માને દેહમાં બાંધે છે.

| **સત્વ** | **રજસ** | **તમસ** |
|---|---|---|
| સત્વ ગુણ નિર્મળ હોવાથી બુદ્ધિને પ્રકાશ આપનાર દોષ રહિત છે, તે સુખ અને જ્ઞાનના સંગથી બંધન કરે છે. સુખમાં લગાડે છે. | રાગરૂપ રજોગુણ તૃષ્ણા અને આસકિતથી ઉત્પન્ન થાય છે અને જીવને કર્મોની સાથે બાંધે છે. કર્મોમાં લગાડે છે. | સર્વ જીવોને મોહ પમાડનાર તમો ગુણ અજ્ઞાનથી ઉપજેલા છે. પ્રમાદ, આળસ, નિદ્રા વડે જીવને બાંધે છે. જ્ઞાનને ઢાંકી પ્રમાદમાં લગાડે છે. |
| રજોગુણ, તમોગુણને દબાવી સત્વ ગુણ આગળ વધે છે. જ્ઞાન અને વિવેક પ્રગટે ત્યારે સત્વ ગુણની વૃદ્ધિ જાણવી | સત્વ ગુણ, તમોગુણને દબાવી રજોગુણ આગળ વધે છે લોભ, સકામ ભાવે પ્રવૃત્તિ, કર્મોનો આરંભ ચંચળતા અને ભોગની ઈચ્છા રજો ગુણની વૃદ્ધિ થયે થાય છે. | સત્વ ગુણ રજોગુણને દબાવી રજોગુણ આગળ વધે છે. તમોગુણની વૃદ્ધિ થાય ત્યારે અપ્રકાશ, અ–પ્રવૃતિ, પ્રમાદ અને મોહ થાય છે. |
| સાત્વિક કર્મોનુ ફળ સુખ છે. સત્વ ગુણથી પ્રકાશ, જ્ઞાન અને ઉચ્ચ ગતિ થાય છે. | રાજસિક કર્મોનુ ફળ દુઃખ છે. રજોગુણથી પ્રવૃત્તિ લોભ અને મધ્યગતિ થાય છે. | તામસિક કર્મોનુ ફળ અજ્ઞાન છે. તમોગુણથી પ્રમાદ, અજ્ઞાન, મોહ થાય છે. અધોગતિ થાય છે. |

ઉપરની વિગતો ગીતાજીના ચૌદમા અધ્યાય ગુણત્રય વિભાગમાંથી મેળવી છે. હવે સત્તરમા અધ્યાય શ્રદ્ધાત્રય વિભાગમાંથી મેળવી છે.

બધા મનુષ્યો શ્રદ્ધા તેમના અંત :કરણની શુદ્ધિ અનુસાર હોય છે. દરેક મનુષ્ય શ્રદ્ધામય છે અને જેવી તેની શ્રદ્ધા તેવો તે હોય છે.

| **સાત્વિક શ્રદ્ધા** | **રાજસી શ્રદ્ધા** | **તામસી શ્રદ્ધા** |
|---|---|---|
| **પૂજનઃ–** | | |
| દેવોને પૂજે છે. | યક્ષો અને રાક્ષસોને પૂજે છે. | ભૂત–પ્રેતને પૂજે છે. |

| | | |
|---|---|---|
| **આહાર:–** | | |
| આયુષ્ય, સાત્વિકતા, બળ આરોગ્ય, સુખ અને રુચિ ધરાવનારા રસયુકત સ્નિગ્ધ અને પૌષ્ટિક મનને ગમે તેવો આહાર સત્વ ગુણીઓને પ્રિય હોય છે. | કડવા–ખાટા–અતિઉષ્ણ તીખા, લૂખા, દાહ કરનારા આહાર જે દુ:ખ, શોક તથા રોગકારક હોય છે. | એકપ્રહર સુધી પડી રહેલું–વાસી, દુર્ગન્ધયુકત, ઉચ્છિષ્ટ (એઠું) અને અપવિત્ર ભોજન તરફ તામસી લોકોની રુચિ હોય છે. |
| **ફળ:–** | | |
| ફળની આકાંક્ષા વિના કર્તવ્ય પાલનથી યજ્ઞ કરનાર | ફળને લક્ષમાં રાખી દંભ માટે યજ્ઞ કરનાર | શાસ્ત્રવિધિ રહિત, અન્નદાન રહિત, મંત્રો રહિત, દક્ષિણા રહિત, શ્રદ્ધા રહિત, તામસી યજ્ઞ છે. |

**તપ:– તપના ત્રણ પ્રકાર ગણ્યા છે.**

**શરીરનુ તપ:–** દેવ, બ્રાહ્મણ, ગુરૂ અને જ્ઞાનીઓનું પૂજન.

**વાણી સબંધી તપ :–** ઉદ્વેગ ન કરવાવાળું પ્રિય, હિતકારક, સત્ય વાકય અને સ્વાધ્યાયનો અભ્યાસ વાણીનું પત છે.

**મન સબંધી તપ :–** મનની પ્રસન્નતા, શાંતભાવ, મૌન, મનનો નિગ્રહ, ભાવ સંશુદ્ધિ, અંત:કરણ સંશુદ્ધિ

| સાત્વિક | રાજસિક | તામસિક |
|---|---|---|
| **તપ:–** | | |
| ફળની ઈચ્છા વિનાના સાવધાન મનુષ્યોએ ઉત્તમ શ્રદ્ધાથી આચરેલું ત્રણેય પ્રકારના શરીર અને મનથી કરેલા તપ સાત્વિક કહેવાય. | કોઈના સત્કાર–માન અથવા પૂજા માટે દંભપૂર્વક જે તપ કરાય તે અસ્થિર અને ક્ષણિક તપ રાજસ કહયું છે. | જે મૂઢતાપૂર્વક હઠથી મન વાણી શરીરને પીડીને બીજાને અનિષ્ટ કરવાના હેતુથી કરેલું તામસ તપ છે. |
| **દાન:–** | | |
| જે દાન બદલાની આશા વિના યોગ્ય સ્થળે, યોગ્ય સમયે, યોગ્ય વ્યકિતને આપવામાં આવે તે સાત્વિક દાન કહેલું છે. | જે દાન બદલાની કે ફળની આશાથી કચવાતા મને (પરાણે) કરવામાં આવે તો તે રાજસ દાન છે. | જે દાન સત્કાર વિના તિરસ્કારથી, અયોગ્ય દેશકાળમાં કુપાત્રને આપવામાં આવે તે તામસ દાન કહયું છે. |
| **ત્યાગ :–** | | |
| કર્તવ્ય તરીકે નિયત થયેલું જે કર્મ તેને કરવાનો પોતાનો ધર્મ સમજીને આસકિત તથા ફળની ઈચ્છાનો ત્યાગ કરીને કરાય તે સાત્વિક ત્યાગ મનાયો છે. આવો સાત્વિક ત્યાગી બુદ્ધિમાન અને સંશય–રહિત હોઈ મુશ્કેલ કર્મોનો દ્વેષ કરતો નથી અને સરળ કર્મોમાં આસકત થતો નથી. | કર્મ કરવામાં ખૂબ માથાકૂટ રહેલી છે એમ સમજીને શારીરિક કષ્ટના ભયથી જે કર્તવ્યરૂપ કર્મોને છોડી દેવાય છે તે રાજસ ત્યાગ છે. | પ્રાણી–હિંસા, ચોરી વગેરે નિષિદ્ધ કર્મોનો અને કેવળ ફળની લાલસાથી થતાં કામ્ય કર્મોનો ત્યાગ ઉચિત છે. પણ જે કર્મો આપણાં કર્તવ્ય તરીકે નિયત થયાં હોય તેનો ત્યાગ ઉચિત નથી છતાં અજ્ઞાનવશ તેમનો ત્યાગ કરી દઈએ તો તે તામસ ત્યાગ છે. |

| **જ્ઞાનઃ–** | | |
|---|---|---|
| જે જ્ઞાનથી મનુષ્ય જુદાં જુદાં દેખાતાં સર્વભૂતોમાં એકરૂપે રહેલા અવિનાશી ભાવને જોઈ શકે છે તે તાત્વિક જ્ઞાન છે. | જે જ્ઞાનથી મનુષ્ય જુદાં જુદાં દેખાતાં સર્વભૂતોમાં જુદા જુદા અનેક ભાવોને રહેલા જુએ તે રાજસ જ્ઞાન છે. | જે જ્ઞાન એક જ કર્મમાં તેના સ્વરૂપને સમજયા વિના, તેનો હેતુ વિચાર્યા વિના તેમાં પૂરેપૂરી રીતે આસકત થઈ જાય છે તે અલ્પજ્ઞાનને તામસ કહેલું છે. |
| **કર્મ :–** | | |
| જે કર્મ શાસ્ત્રવિધિથી નિયત થયેલું છે. કર્તાપણાના અભિમાનથી રહિત છે તે અનાસકત થઈ ફળની ઈચ્છા વગર, રાગ–દ્વેષ વિના કરવામાં આવે તે સાત્વિક કર્મ છે. | "હું કર્તા છું" એવા અભિમાનપૂર્વક ફળની કામનાવાળો મનુષ્ય ખૂબ પરિશ્રમથી કર્મ કરે તેને રાજસ કર્મ કહયુ છે. | જે કર્મ પરિણામ, હાનિ (વસ્તુઓનો બગાડ, નુકશાન) હિંસા અને સામર્થ્યનો વિચાર કર્યા વગર માત્ર મોહથી (માત્ર અજ્ઞાનથી) જે કાર્યનો આરંભ કરે છે તે તામસ કર્મ છે. |
| **કર્તા :–** | | |
| સાત્વિક કર્તા તે છે જે આસકિત રહિત, અહંકાર ન રાખનાર, બડાશ ન હાંકનાર, તથા ધૈર્ય અને ઉત્સાહયુકત છે તેમજ કાર્યસિદ્ધિ થાય કે ન થાય તેમાં નિર્વિકાર છે. | આસકિતયુકત કર્મના ફળની ખૂબ ઈચ્છાવાળો– લોભી, બીજાને કષ્ટ પહોંચાડવાના સ્વભાવવાળો મલિન ઈરાદાવાળો તથા હર્ષ શોકના આવેશવાળો રાજસ કર્તાછે. | જે કર્તા અવ્યવસ્થિત, અસંસ્કારી, અજ્ઞાની, અભિમાની, જકકી, શઠ, બીજાને છેતરનારો, આળસું, શોક કરનારો તથા દીર્ઘસૂત્રી છે તે તામસ કર્તા છે. |
| **બુદ્ધિઃ–** | | |
| જે બુદ્ધિ પ્રવૃત્તિ અને નિવૃત્તિ કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય ભય અને અભય, બંધન અને મુકિતને જાણે છે તે સાત્વિક બુદ્ધિ છે. | ધર્મ– અધર્મ, કાર્ય–અકાર્ય ને યથાર્થ રીતે જાણી શકતો નથી તે રાજસી બુદ્ધિવાળો છે. | અજ્ઞાનથી ઢંકાયેલી જે બુદ્ધિ અધર્મને ધર્મ સમજે છે અને બધા પદાર્થો અવળી રીતે જુએ છે. તામસી છે. |
| **ધૃતિ :–** | | |
| જે મનુષ્ટ એકનિષ્ઠ ધૃતિથી મન, પ્રાણ અને ઈન્દ્રિયોની ક્રિયાઓને આત્મયોગથી ધારણ કરે છે તે સાત્વિક ધૃતિ છે. | ફળની આકાંક્ષાવાળા, લોકો જે ધૃતિથી ધર્મ, કામ અને અર્થને આસકિતપૂર્વક ધારણ કરે છે તે રાજસી ધૃતિ છે. | જે ધૃતિ વડ દુર્બુદ્ધિવાળા મનુષ્યો નિદ્રા, ભય, શોક, ખેદ તથા જડતાને છોડી શકતા નથી તે તામસી ધૃતિ છે. |
| **સુખઃ–** | | |
| શરૂઆતમાં ઝેર સમાન પણ પરિણામે અમૃત સમાન હોય તેવું આત્મજ્ઞાનની પ્રસન્નતા માંથી ઉત્પન્ન થયેલું સુખ સાત્વિક સુખ છે. | વિષયો અને ઈન્દ્રિયોના સંયોગથી ઉત્પન્ન થયેલું શરૂઆતમાં અમૃત સમાન અને પરિણામે ઝેર સમાન ગુણ ધારણ કરે તે રાજસ સુખ છે. | જે સુખ આરંભમાં અને પરિણામમાં આત્માને મોહ ઉત્પન્ન કરનારું અને નિદ્રા, આળસ, પ્રમાદમાંથી ઉત્પન્ન થયેલું તે તામસ સુખ છે. આળસ એટલે કર્મ ન કરવાની વૃત્તિ પ્રમાદ એટલે મન લગાડયા વગર કર્મ કરવું. આળસુ વ્યકિતને બહારગામ જવાનું હોય તો આજ–કાલ કર્યા કરે પ્રમાદી બહારગામ જવા નીકળે પણ સ્ટેશને પહોંચે ત્યાં ગાડી ઉપડી ગઈ હોય. |

આ પૃથ્વી પર આકાશમાં અથવા દેવલોકમાં આ પ્રકૃતિના ત્રણ ગુણોથી મુકત હોય તેવું કોઈ નથી.

વર્ણાશ્રમ ધર્મ અને બ્રાહ્મણો પર છેલ્લાં બે હજાર વર્ષોથી વધારે સમયથી આક્ષેપો થતા આવ્યા છે. દુનિયામાં કોઈ પણ જગ્યાએ એવી વ્યવસ્થા નહી હોય જેના પર એકધારા બે હજાર વર્ષોનો વિરોધ હોવા છતાં અસ્તિત્વ રહયું હોય અને વિરોધ કરનારા આપોઆપ દેશ–નિકાલ થઈ ગયા હોય! બુદ્ધે ઈસવીસન પૂર્વે બસો વર્ષ પહેલાં યજ્ઞોમાં થતી હિંસાના નામે બ્રાહ્મણો અને ક્ષત્રિયોનો વિરોધ શરૂ કર્યો. સ્ત્રીને પાપનું મૂળ કહી ગૃહસ્થાશ્રમનો વિરોધ કર્યો. સૌને દુઃખમાંથી મુકિત મેળવવા ભિક્ષુ બની જવાનો આદેશ આપ્યો. સમાનતા અહિંસા અને સ્ત્રી–પાપનું મૂળ આ ત્રણ દૃષ્ટિકોણ ભ્રામક નીવડયા. આજે પણ એટલા જ ભ્રામક છે. સમાનતાના નામે, સૌ તત્વજ્ઞાન મેળવી શકે અને વાદ–વિવાદમાં રચ્યા રહે તે માટે ગામઠી ભાષામાં ધાર્મિક ગ્રંથો લખી આખા સમાજમાં તત્વજ્ઞાનની સમાનતા લાવવા પ્રયત્ન કર્યો પણ બુદ્ધના મૃત્યુ પછીના વર્ષોમાં જ બૌદ્ધ ધર્મ વિવાદગ્રસ્ત બની ગયો અને જુદા જુદા ફાંટામાં વિભકત થઈ ગયો. કાળક્રમે એક સમયે ભારતમાંથી જ નામશેષ થઈ ગયો. આમ, બુદ્ધથી માંડી આંબેડકર સુધી અને સાંપ્રત ખોખલા બૌદ્ધિકો, ચોખલિયા વિચારકો, સામ્યવાદીઓ આજે પણ વર્ણાશ્રમ ધર્મની આકરી ટીકા કરી રહેલ છે. નવાઈની વાત તો એ છે કે વર્ણાશ્રમ ધર્મ નીચે સંન્યસ્ત થયેલા કેટલાક ભગવાંધારી સાધુઓ પણ વર્ણાશ્રમ ધર્મની ટીકા કરવામાંથી બાકાત નથી. જેટલી ટીકા પરધર્મીઓએ નથી કરી એટલી જ ટીકા કહેવાતા હિન્દુઓએ કરી છે. છતાં હજી સુધી વર્ણાશ્રમ ધર્મના નિયમો એટલા કુદરતી છે કે જાણ્યેઅજાણ્યે ય તેનું પાલન થતું હોઈ બૌદ્ધ ધર્મની જેમ દેશ–નિકાલ થયેલ નથી એટલું સૌ કોઈએ માનવું પડશે. એમાં સારું શું છે તે આપણે પ્રથમ જાણ્યું છે. <u>માનવસ્વભાવ જે પોતાના શરીરના બંધારણમાં રહેલા સત્વ, રજસ, તમસના આધારે ઘડાય છે અને તે જ નવી પેઢીને વારસામાં મળે છે.</u> તેથી સત્વ પ્રધાન, રજસ પ્રધાન, તમસ પ્રધાન જૂથો પરસ્પર લગ્ન કરી જૂથની એકવાકયતા જાળવી રાખે તે જ ઉદ્દેશ હતો. અત્યારે પણ બીજી રીતે અમલમાં તો છે જ !

વર્ણાશ્રમ ધર્મ પર સૌથી મોટો આક્ષેપ, વર્ણાશ્રમ ધર્મ પ્રત્યેક હિન્દુને સમાનતા બક્ષતો નથી. ઉચ્ચ–નીચના ભેદને સ્પૃશ્ય–અસ્પૃશ્યના ભેદને પોષે છે. દુનિયાનો કયો એવો ધર્મ છે, કયો સમાજ છે, જયાં અસમાનતા નથી? દુનિયામાં કઈ કંપનીનો મેનેજિંગ ડિરેકટર ઘણ પછાડનારા મજદૂર સાથે ભોજન કરવા બેસે છે. પૈસાદાર, ગરીબની અસમાનતા, અમાનવીય ગુલામી પ્રથા, બાળમજૂરી, શોષણનીતિ જેવી હાલના સમાજમાં જે અસમાનતા છે તેવી વર્ણાશ્રમ ધર્મમાં કયારેય નહોતી. મુસ્લિમો અને ખ્રિસ્તીઓમાં વર્ણવ્યવસ્થા નથી તોય ત્યાં સમાનતા તો નથી જ. મારી ધર્મની વ્યાખ્યા માત્ર પરોપકાર અને પરપીડન વચ્ચે સમાઈ જાય છે. લોકો સારી રીતે બુદ્ધિશકિત પ્રમાણે શ્રમ કરી આજીવિકા મેળવી શકતા હોય અને સામાજિક રીતે સુખી હોય તે જ ધર્મ. મંદિરમાં પ્રવેશની છૂટ હોય તો જ ધાર્મિક સ્વતંત્રતા–સમાનતા કહેવાય?! ગુલામો સાથે જેવું અમાનવીય વર્તન થતું તેવું વર્ણવ્યવસ્થામાં કયારેય થયું નથી. અમેરિકાથી ગુલામીપ્રથા વિશે થોડું જાણવું અહી જરૂરી છે. જેથી સરખામણીમાં અમાનવીય વલણ કેવું હોય, અન્યાય, અસમાનતા શું છે તે વધારેસારી રીતે સ્પષ્ટ થશે.

ઈ.સ.૧૫૧૯ થી ઈ.સ.૧૮૬૭ ના ૩૪૮ વર્ષ દરમ્યાન ૧ કરોડ ૧૫ લાખ ૪૨૦૦૦ જેટલા ગુલામો દક્ષિણ અને પશ્ચિમ આફ્રિકાથી ખડકવામાં આવેલા. તેમાંથી આશરે ૧૪ ટકા જેટલા આફ્રિકાથી અમેરિકાની સફર દરમ્યાન જ મૃત્યુ પામેલાં ( આ પ્રવાસ ઢોરથીય બદતર સ્થિતિમાં, બીન–આરોગ્યપ્રદ સ્થિતિમાં થતો.) આમાંથી ૯૯ લાખ ૧૮ હજાર ૬૮૦ જેટલા ગુલામો જીવતા પહોંચ્યા અને અમેરિકા ખંડની સ્પેનિશ, બ્રિટિશ અને અમેરિકન વસાહતોમાં વેચાયા. છેલ્લા ૨૦૦ વર્ષોમાં ૧ કરોડ ગુલામો બન્યાં.તેમના સંતાનો ગુલામ બન્યાં. તેનો હિસાબ નથી.ગુલામ સ્ત્રી પર બળાત્કાર થાય તો ગુનો ન ગણાય !

અહીં માત્ર ટૂંકો પરિચય છે. માનવીય–સમાનતાનો ! અને રેડ–ઇન્ડિયનોની વસાહતો પર અમેરિકામાં શું વીત્યુ? તેનું એક જુદું જ પ્રકરણ છે. જે થયું તે ટૂંકમાં અમાનવીય, અતિક્રૂરતાભર્યુ અને માત્ર ધનલાલસાના કારણે થયું.

આપણે વર્ણવયવસ્થાની શૂદ્રો પર થયેલી અસમાનતા અનુસંધાને વાત કરીએ તો... સત્વ, રજસ અને તમસના વધતા–ઓછા પ્રમાણ અનુસાર દરેક વ્યકિત–દરેક માનવ એકસરખો બુદ્ધિશાળી કયારેય હોઈ શકે નહી. તેથી સમાનતા કયારેય શકય નથી તેમજ મનુષ્યજીવનની દરેક અવસ્થામાં શ્રમ કરવાની શકિતમાં અસમાનતા રહે છે જ ! બાલ્ય, યુવાન અને વૃદ્ધ અવસ્થામાં શ્રમની અસમાનતા હોય છે. વળી રોગી, અપંગ અને સગર્ભા સ્ત્રીઓની શ્રમ કરવાની શકિતમાં સમાનતા મેળવી શકાતી નથી. આથી એક કાયમી તારણ મળી શકે છે કે દરેક મનુષ્યોના બુદ્ધિચાતુર્યના આંક (Inteligent Quotient Level) સમાન નથી તેમજ શરીરની શ્રમ કરવાની શકિતની અવસ્થામાં સતત અસમાનતા છે. આનું કારણ માનવ–શરીરમાં જન્મ સમયે વારસામાં મળેલું સત્વ, રજસ, તમસનું પરિમાણ છે. આ પરિમાણને પીળો, લાલ અને વાદળી રંગના મિશ્રણો ગણી લઈએ તો કેટલાંક મિશ્રણો પીળા રંગની પ્રધાનતાવાળાં, કેટલાંક લાલ રંગની પ્રધાનતાવાળાં અને કેટલાંક વાદળી રંગની પ્રધાનતાવાળાં સહેલાઈથી જુદાં પાડી શકાશે. આવી જ રંગની પદ્ધતિ પ્રમાણે (રંગોના વિવિધ Shade અને Tone માટે રંગોના મિશ્રણ અને પરિચયનું એક શાસ્ત્ર છે. આંખ ૧૦ લાખ દૃશ્યો જુદાં પાડી શકે છે. Munsell System રંગોની વિવિધતાના અભ્યાસ દર્શાવે છે.) અહી આપણે વર્ણવ્યવસ્થા (જેમાં વર્ણ શબ્દ પણ રંગનો પર્યાય છે) માં પીળા રંગની પ્રધાનતાવાળા (સત્વ, ગુણ જેનાં લક્ષણો આપણે ગીતાના અભ્યાસ મુજબ આગળ લખ્યાં છે.) સત્વ ગુણી મનુષ્યોને બ્રાહ્મ ણ, પીળા અને લાલ કેસરી રંગની પ્રધાનતાવાળા અર્થાત્ સત્વ, રજસની બહુલતાવાળા મનુષ્યોને ક્ષત્રિય, લાલ રંગની બહુલતાવાળા મનુષ્યોને વૈશ્ય અને વાદળી રંગની બહુલતાવાળા મનુષ્યોને શૂદ્ર એમ ચાર વિભાગમાં વહેંચી નાંખવામાં આવ્યા અને સૌના સ્વભાવ અનુસાર આજીવિકાનાં અને સુખેથી જીવવાનાં કર્મો નકકી કરવામાં આવ્યાં તેમજ શરીરની અવસ્થા બાલ્ય,યુવાન, પ્રૌઢ અને વૃદ્ધાવસ્થા દરમ્યાન શ્રમ કરવાની શકિત અનુસાર ચાર આશ્રમોની રચના કરવામાં આવી. બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમ નામ આપવામાં આવ્યાં. આખી વ્યવસ્થા ચાર વર્ણ અને ચાર આશ્રમમાં વિભાજિત થયેલી હોઈ વર્ણાશ્રમધર્મ રચના કહેવાઈ. જેમાં સત્વગુણ પ્રધાન માનવ કલ્યાણના હેતુઓ વાળી વ્યકિતઓના સર્વોચ્ચ નિયંત્રણ નીચે આખી વ્યવસ્થા ગોઠવાઈ છે. જુઓ, આજે પણ એક ઔદ્યોગિક કે વ્યાપારી સંકુલમાં આવી વ્યવસ્થા જ અપનાવાય છે. ફરક માત્ર સર્વોચ્ચ નિયંત્રણ રજોગુણી–વ્યાપારી–નફાના ઉદેશ્યવાળા વ્યકિતઓના હાથમાં હોય છે. દરેક ઔદ્યોગિક સંકુલ મેનેજર, વ્યવસ્થાપક, સંચાલક વર્ગ, સંરક્ષક વર્ગ, ખરીદ–વેચાણ–સંગ્રહ અને શ્રમિક–ઘણ પછાડનાર વર્ગ એમ ચાર વ્યવસ્થાતંત્રમાં વિભાજન હોય છે જ! પણ નિયંત્રણ રજોગુણી લોકોના હાથમાં હોવાથી ધાબળા બનાવતી કંપનીનો ઉદેશ તમારી ટાઢ ઉડાડવા કરતાં વધારે નફો મેળવવાનો હોય છે. ! આપણે હવે હિન્દુ ધર્મ વર્ણિત વર્ણવ્વસ્થા વિશે થોડો આગળ વિચાર કરીએ તો વ્યકિતગત માનવ અને માનવ સમાજ ઓછામાં ઓછો દુઃખી થાય અને ધારે તો વધુમાં વધુ સુખ મેળવી શકે તે માટે સંપૂર્ણ તાર્કિક સમાજ વ્યવસ્થા છે. જેનો અભ્યાસ કર્યા વિના માત્ર કોઈના કહેવાથી અભિપ્રાય બાંધી લેવા વાજબીપણું નથી. તટસ્થતાથી શાંત ચિત્તે પૂર્વગ્રહો છોડી દઈ એક વાર વિચારવું જરૂરી એટલા માટે છે કે સાંપ્રત વિશ્વસમાજ રાજય, ધર્મ, વ્યાપારી સંકુલો રજોગુણી નિયંત્રકોના હાથમાં છે. દરેક પળે સ્થાપિત હિતો સામાન્ય જનતાનું Brain Wash કરવામાં સફળ રહયા છે. પ્રચારલીલા અને જાહેરાતો દ્વારા, જૂઠાં વચનો દ્વારા જૂઠાં આશ્વાસનો દ્વારા, કેટલાકો પોતાનાં વ્યાપાર, રાજસત્તા અને ધર્મસત્તા ટકાવી રાખેછે. તેની સામે કયારેક પણ વિદ્રોહ કરી શકાય તે માટે આ માહિતી પ્રધાનયુગમાં વિચારી રાખવું જરૂરી છે.

વર્ણવ્યવસ્થામાં બ્રાહ્મણ–વર્ગ પર ખૂબ જ દોષારોપણ કરવામાં આવે છે. પણ શાસ્ત્રલમાં જે બ્રાહ્મણનાં કર્તવ્યો ફાળવ્યાં છે તે ખરેખર પ્રશંસનીય છે. સર્વસત્તાધીશ રાજાઓ પર પણ અંકુશ રાખનાર છતાં અકિંચન અને નિસ્પૃહી માત્ર માનવ–કલ્યાણના ધ્યેયને વરેલા બુદ્ધિશાળી સત્વ ગુણી લોકો અને તેય સમાજના ૩ ટકાથી ૫ ટકા જેટલા જ! (સમાજનો Non Productive હિસ્સો હોઈ સમાજને બોજારૂપ ન થાય તે માટે ભારતભરમાં બ્રાહ્મણોની વસ્તી કુલ વસ્તીના ત્રણ થી પાંચ ટકા જેટલી જ છે. બૌદ્ધોએ અને જૈનોએ ગમે તે વર્ણને સાધુ થવાની છૂટ આપી સમાજનો Non Productive હિસ્સો વધારી મૂકેલો. સંજોગોવશાત્ શંકરાચાર્યે બૌદ્ધોની સ્પર્ધામાં ટકી રહેવા સાધુ સમાજ સ્થાપ્યો પણ તે પ્રતિક્રિયાનો એક ભાગ હતો. બે હજાર વર્ષોથી ભારતીય સમાજમાં પોષાતા આ ભિક્ષુ–ભિક્ષુણીઓ અને સાધુઓના બોજે મોટી આર્થિક ખોટ આપી છે. અને સાંપ્રત વ્યવસ્થામાં સમાજનો પરોપકાર કરવાના ઓઠા તળે દરેક ધર્મ–સંપ્રદાયનો સાધુસમાજ ગેરવાજબી અને વ્યાપારી–વલણ ધરાવતો થયો છે. સત્વગુણી નિયંત્રણ બળ રજોગુણી લોકોના હાથમાં ચાલ્યું ગયું છે.

બ્રાહ્મમણની વ્યાખ્યા એક મનુસ્મૃતિના અને એક ગીતાના એમ બે શ્લોકમાં સમાઈ જાય છે.

બ્રહ્મ એટલે જડ, ચેતન અને ઈશ્વર. તેની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયનું યથાર્થ જ્ઞાન અને બ્રહ્મજ્ઞાન. બ્રહ્મ વિશે જે વિચારે છે તે બ્રાહ્મણ.

બ્રાહ્મમણના બાહ્ય કર્તવ્ય:

અધ્યાપનમધ્યયનં યજનં યાજનં તથા । દાનં પ્રતિગ્રહ ચૈવ બ્રાહમણનામ કલ્પયત્ ॥ મનુસ્મૃતિ.૧ અધ્યાય–૮૮ શ્લોક

ભણવું, ભણાવવું, યજ્ઞ કરવો અને કરાવવો, દાન દેવું અને લેવું એ છ કર્મો બ્રાહ્મમણનાં છે.

શમો દમોસ્તપઃ શૌર્ય ક્ષન્તિરાર્જમેવ ચ । જ્ઞાનં વિજ્ઞાનમાસ્તિકયં બ્રહ્મકર્મ સ્વભાવજમ્ ॥ શ્રીમદ્ ભગવદ્ ગીતા. અ.૧૮–૪૨

**શમ:**– જ્ઞાનેન્દ્રિયોના વિષમ આવેગોનું શમન– ખરાબ કામનાઓનો ત્યાગ.

**દમ:**– કર્મેન્દ્રિયોના વિષમ આવેગોનું દમન.

**તપ:**– બ્રહ્મ પ્રાપ્તિના વિક્ષેપો સામે ટકી રહી જિતેન્દ્રિય બની ધર્માનુષ્ઠાન કરવું

**શૌચ:**– શરીરની બહારની પવિત્રતા તેમજ અહિંસા, સત્ય, અસ્તેય, અપરિગ્રહ વડે અંતઃકરણની પવિત્રતા રાખવી.

**શાન્તિ:**– સુખ–દુઃખ, શીત–ઉષ્ણ, માન–અપમાન સહન કરવાં અને હર્ષ શોકનો ત્યાગ કરવો.

**આર્જવ:**– કોમળતા, સરળતા અથવા છળરહિત–નિષ્કપટ રહેવું

**જ્ઞાન:**– પ્રકૃતિ–પરમેશ્વરનું યથાર્થ જ્ઞાન સૌજન્યપૂર્ણ વ્યવહાર.

**વિજ્ઞાન:**– જડ પદાર્થના ગુણોનું જ્ઞાન.

**આસ્તિકય:**– શાસ્ત્રોમાં વેદવાકયોમાં શ્રદ્ધા રાખવી.

આ પંદર લક્ષણો બ્રાહ્મણના ગણ્યા છે. શાંતિપર્વ (મહાભારત) ચાતુર્વણ્ય વિશે જુદી જુદી જગ્યાએ ઘણી માનવતાલક્ષી બાબતો સ્પષ્ટ કરે છે.

ઈશ્વરે સૌપ્રથમ બ્રાહ્મણો જ ઉત્પન્ન કર્યા હતા. પણ જયારે બ્રાહ્મણો એ ભિન્ન ભિન્ન કર્મો સ્વીકાર્યા ત્યારે તે તે કર્મને અનુસરતો વર્ણવિભાગ બંધાયો છે.

જે બ્રાહ્મણોએ કામભોગ પર પ્રીતિ કરી તીક્ષ્ણતા અને ક્રોધનો આશ્રય લઈ સાહસકર્મ કર્યું અને સ્વધર્મનો ત્યાગ કર્યો તે શરીરે લાલ વર્ણના રજોગુણ પ્રાધાન્ય ધરાવતા ક્ષત્રિયો ગણાયા.

---

* સત્વ રજસ તમસને પ્રતીકાત્મકરૂપે શાસ્ત્રોમાં ઘણીવાર નીચે મુજબ ઓળખવામાં આવ્યા છેઃ

<table>
<tr><td>સત્વ–રજસ–તમસ</td><td rowspan="6">કેટલાંક પ્રાણીઓમાં સ્પષ્ટપણે ત્રણ રંગો જોવા મળે છે.જેમાં ઘોડો, ગાય, બકરી અને કૂતરામાં સફેદ, લાલ અને કાળો રંગ જોવા મળે છે.<br>સફેદ રંગના ઘોડા અને ગાય સૌમ્ય ગણાય છે.<br>અનાજ ફળ–ફળાદિ પણ ત્રિગુણ પ્રતિબિંબિત કરેછે. ઘઉં–વ્યાપારી–રજોગુણી પ્રજાનો ખોરાક છે.ચોખા સત્વગુણી, અડદ, રાજમા તમો ગુણી છે. તે પ્રમાણે દરેક જગ્યાએ કલરશેડ ત્રિગુણનો સંકેત આપે છે.</td></tr>
<tr><td>શુકલ–લોહિત–કૃષ્ણ</td></tr>
<tr><td>સફેદ–લાલ–કાળો</td></tr>
<tr><td>પીળો–લાલ–વાદળી</td></tr>
<tr><td>પ્રકાશ–ક્રિયા–સ્થિતિ.</td></tr>
<tr><td>પિત્ત–વાત–કફ</td></tr>
</table>

જે બ્રાહ્મણોએ ગોપાલન અને ખેતીવાડી કરી આજીવિકા સ્વીકારી તે પળી વર્ણના રજોગુણ–તમોગુણનું પ્રાધાન્ય ધરાવનારા વૈશ્યો કહેવાયા.

જે બ્રાહ્મણોએ હિંસા, અસત્ય ભાષણ અને લોભના આશ્રયે શૌચાચારનો ત્યાગ કરી સર્વપ્રકારના કર્મો કરી આજીવિકા મેળવવા માંડી તેઓ શ્યામવર્ણના શૂદ્ર ગણાયા.

બ્રાહ્મણોમાં સત્વગુણનું પ્રાધાન્ય હોઈ શ્વેત વર્ણ છે. સંધ્યા, સ્નાન, જપ, હોમ, અતિથિ સત્કાર, દેવપૂજન અને શૈચાચાર. સ્વાધ્યાય, ભણવું, ભણાવવું, ગુરૂપ્રીતિ, વ્રતપાલન, કર્તવ્ય કર્મો છે. જયારે સત્ય, દાન, અહિંસા, અક્રૂરતા, લજજા, દયા સ્વાભાવિક ગુણો છે.

ચારેય વર્ણને કામ, ક્રોધ, ભય, શોક, ચિંતા, ક્ષુધા અને શ્રમ સમાન રીતે વશ કરવા સમર્થ છે. તેમજ સૌ કોઈના શરીરમાંથી સ્વેદ (પરસેવો), મૂત્ર, મળ કફ, પિત્ત અને રૂધિર એકસરખાં જ નીકળે છે છતાંય સ્વભાવની અનુકૂળતા માટે વર્ણવ્યવસ્થા કરવી પડી છે. અત્યંત તુચ્છવૃતિવાળા બ્રાહ્મણો, જેના જ્ઞાનવિજ્ઞાન નાશ પામ્યાં છે, સ્વચ્છંદી છે, તેઓ વર્ણહીન અધમ જાતિ પિશાચ, રાક્ષસ, પ્રેત અને મ્લેચ્છ ગણાય છે.

શૌર્ય, તેજ, ધૈર્ય, ચતુરતા, યુદ્ધથી ન ભાગવું , દાન અને ઈશ્વરભાવ ક્ષત્રિયનાં સ્વાભાવિક કર્મ છે.

ખેતી ગાયોનું પાલન, વેપાર વૈશ્યનાં સ્વાભાવિક કર્મ છે.

ત્રણેય વર્ણોની સેવા શૂદ્રનું સ્વાભાવિક કર્મ છે.

<u>સત્ય,દાન, અહિંસા, અક્રૂરતા, લજ્જા, દયા અને તપ આ સાત ગુણો શૂદ્રની અંદર હોય અને બ્રાહ્મણની અંદર ન હોય તો તે શૂદ્ર શૂદ્ર નથી, બ્રાહ્મણ બ્રાહ્મણ નથી.</u> ધર્મ જ વર્ણવિભાગમાં કારણભૂત છે. જાતિ કારણભૂત નથી. પ્રત્યેક મનુષ્યે હરકોઈ ઉપાયે પણ લોભ, ક્રોધ અને મોહ પર કાબુ મેળવ્યો. ધર્મની રક્ષા કરવા માટે જ ચાર આશ્રમો બનાવ્યા છે. જેમાં બ્રહ્મચર્યાશ્રમ વિદ્યાભ્યાસ, આજીવિકા અને સામાજિક નિયમોના યથાર્થ જ્ઞાનનો અભ્યાસ કરવાનો સમય છે. ગૃહસ્થાશ્રમમાં લગ્ન અને કુટુંબજીવન માટે અનિંદ્ય માર્ગે ધન સંપાદન કરી ધર્મ, અર્થ અને કામરૂપ ત્રિવર્ગની સિદ્ધિ પ્રાપ્ત કરવાની છે. વાનપ્રસ્થાશ્રમમાં શરીર જયારેવૃદ્ધાવસ્થા તરફ જઈ રહયું હોય ત્યારે સાદું જીવન, અલ્પ–આહાર, સમાજસેવા અને આધ્યાત્મિક ચિંતનમાં એકાંતમાં પસાર કરવા સૂચવ્યું છે. સંન્યાસાશ્રમમાં સમાજની ઓછામાં ઓછી સહાય વડે સંયમી અને આધ્યાત્મિક જીવન વિતાવવાનું છે. દરેક આશ્રમોનાં કર્મો રાજધર્મ સાથે સંકળાયેલા છે. દરેક વર્ણના અને દરેક આશ્રમનાં કર્તવ્યો પર રાજાને સતત ધ્યાન રાખી કર લેવાની, પ્રજાહિતનાં કાર્યો કરવાની, ગુનેગારોને શિક્ષા કરવાની સત્તા અને રાજાએ મનને અને ઇન્દ્રિયોને નિગ્રહમાં રાખી વર્તવાના નિયમોનો નિર્દેશ છે. માનવસ્વભાવનાં મહત્તમ પાસાંઓનો વિચાર કરી વર્ણાશ્રમ ધર્મની રચના કરી છે. મહાભારતનો ગ્રંથ ચારેય વર્ણના રાજાઓના, ચારેય આશ્રમોના નિયમોમાં પડતી ગૂંચ વખતે, ધર્મને અનુકૂળ દાખલારૂપ વ્યવહાર કેવી રીતે કરવો તેની જ વાત છે. અન્ય શાસ્ત્રોમાં મનુસ્મૃતિ વર્ણાશ્રમધર્મ વિશે મહત્તમ માર્ગદર્શન આપે છે.

રામાયણ સમાજને બહુપતિત્વ અને બહુપત્નીત્વની લગ્નપ્રથામાંથી મુકત કરી એક પુરુષ અને એક સ્ત્રીવાળા કુટુંબની રચના કરવા સમાજને શીખવે છે. જે વધુ શાસ્ત્રીય છે. માનવ સ્વભાવના વારસાગત આનુવંશિક ગુણો જાળવી રાખવા માટે તેમજ સારા સ્વાસ્થયવાળી પ્રજા ઉત્પન્ન થાય તે માટે અત્યંત વિચારપૂર્વક, વૈજ્ઞાનિક રીતે સામૂહિક સુખ–પ્રાપ્તિની અનુપમ શોધ છે. વિશ્વની તમામ આધુનિક પ્રજાએ એક પુરૂષ એક પત્નીવાળી કુટંબ વ્યવસ્થા સ્વીકારી છે. અથવા કાયદાથી પણ સમર્થન આપ્યું છે. જોકે <u>ઔદ્યોગિક સંસ્કૃતિમાં સ્ત્રી–સ્વાતંત્રય, પુરૂષ સમોવડીના નામે સ્ત્રીની સુંદરતા અને કોમળતાનો વ્યાપારી ઉપયોગ કરી ઘણા અનર્થો સર્જયા છે.</u> વાસ્તવમાં સ્ત્રીની સુંદરતા તેના પતિ માટે અને કોમળતા તેના સંતાનો માટે કુદરતે બક્ષી છે. શ્રી વિવેકાનંદજી, શ્રી દયાનંદ સરસ્વતી, શ્રી મહાત્મા ગાંધી, શ્રી વિનોબા ભાવે, શ્રી કનૈયાલાલ મુનશી, શ્રી પાંડુરંગ આઠવલે, જેવા વિદ્વાનોએ વર્ણાશ્રમ વ્યવસ્થા શ્રેષ્ઠ ગણી છે અને હકારાત્મક દૃષ્ટિકોણથી વિચારો રજૂ કર્યા છે, વિરોધ કરનારા વિદ્વાનોનો ય કોઈ પાર નથી. ગૌતમ બુદ્ધથી આંબેડકર સુધી અસંખ્ય વિદ્વાનો છે. મૂળ વિચારધારાના વિરોધની શરૂઆત ગૌતમ બુદ્ધથી થઈ. યજ્ઞોમાં થતી હિંસાથી કહે છે કે તેમનુ હૃદય દ્રવી ઉઠયું. એ તો ઠીક પણ સ્ત્રીને પાપનું મૂળ ગણી ગૃહસ્થાશ્રમ તોડવાની અને સૌને ભિક્ષુ–ભિક્ષુણીઓ બની જવા માટેનો પલાયનવાદી ઉપદેશ આપ્યો. અહિંસાના અતિક્રમણથી સિકંદરને યુધ્ધમાંથી પાછો મોકલનાર હિન્દુ રાજાઓ (અશોકે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યા પછીના સમયમાં) વિદેશી આક્રમણો સામે નિર્માલ્ય બની ગયા. ભિક્ષુ–ભિક્ષુણીઓવાળા સમાજમાં જબરદસ્ત ભ્રષ્ટાચાર ફેલાયો. શંકરાચાર્ય અને બીજાઓના પ્રયત્નોથી બૌદ્ધ ધર્મનો તો દેશનિકાલ થયો પણ કેટલીક પલાયનવાદી અસરો મૂકતો ગયો. હિન્દુ ધર્મની પુનઃસ્થાપનાનો સમય શરૂ થયો તે અરસામાં સિંધ પ્રદેશમાંથી ઈસ્લામનો પગપેસારો થયો. પછી ખ્રિસ્તી શાસકો સાથેનો સંઘર્ષ, હાલમાં લોકશાહીના નામે મત–લક્ષી રાજકારણી સુધારાવાદીઓનું આક્રમણ વર્ણવ્યવસ્થા સામે ચાલુ છે. હવે Globalisation વૈશ્વીકરણ સ્વીકારાતાં વર્ણ અને આશ્રમના સ્વરૂપોમાં મોટો ફેરફાર થવાની શકયતાઓ વધી ગઈ છે.

બુદ્ધે સ્ત્રીની અવગણના જ કરી હતી. ઔદ્યોગિક સંસ્કૃતિ "સ્ત્રી"નુ વ્યાપારીકરણ વિકસાવવા લગ્ન–સંસ્થાના વિનાશ માટે કટિબધ્ધ છે. છતાંય આશાનું કિરણ છે. શ્રી રાજીવ દિક્ષીતે પોતાના "આઝાદી બચાવો આંદોલન" સામે અવાજ ઉઠાવ્યો છે. સામે પણે ઉપભોકતાવાદ પાસે પ્રચાર–પ્રસારના પ્રબળ સાધનો છે. પણ એથી ડરી જવાની જરૂર નથી. બે હાજર વર્ષોથી વૈચારિક સંઘર્ષ સહન કરનાર ભારતીય પ્રજા રજોગુણી નિયંત્રણો ખાળી નવા સ્વરૂપે વર્ણાશ્રમ વ્યવસ્થા સ્વીકારી વિશ્વ માનવસમાજની સુખની શોધમાં અવશ્ય રાહ ચીધશે.

વિશ્વમાં પણ ઔદ્યોગિક સંસ્કૃતિનાં અમાનવીય દૂષણો સામે થોરો, બર્ટ્રાન્ડ રસેલ, એરિક ફ્રોમ, ફ્રિટજોફ કાપ્રા, ટોફલર, શુમાખર વગેરે આધુનિક વિદ્વાનોના માનવતાલક્ષી વિચારો ખરેખર દર્શનીય છે.

---

## પ્રકરણ ૬ ઠું..........સનાતન ધર્મ

હિન્દુ ધર્મને સનાતન ધર્મ કહેવાય છે. સનાતન શબ્દ સમયલક્ષી અને સ્થાનલક્ષી છે. સનાતન ધર્મમાં એવા નિયમો છે જે આખી દુનિયામાં કોઈ પણ સ્થળે અને કોઈ પણ સમયે સ્વીકાર્ય બની રહે છે. પછી તે ઓસ્ટ્રેલિયાનો આદિમાનવ સમાજ હોય કે ઉત્તર–ધ્રુવના એસ્કિમો, આજે હોય કે વર્ષો પહેલાં... ત્રણે ગુણોના અગણિત મિશ્રણવાળા મનુષ્યનાં સ્વભાવોની પ્રતિક્રિયા જાણી વધુમાં વધુ લોકો સુખપ્રાપ્તિ મેળવે તેવા ઉપાયો. આથી સામાન્યજનો માટે આચાર મુખ્ય ગણ્યો છે. ઈશ્વર આનંદ અને સુખનો દાતા હોવાથી કેન્દ્રસ્થાને છે. ઈશ્વરકૃપાથી જ વરસાદ આવે છે અને ધન–ધાન્ય ઉત્પન્ન થાય છે. નિયમોનું પાલન કરાવવામાં ઈશ્વરકૃપા ખૂબ કામિયાબ રહી હોવાથી ઈશ્વર પરોપકારવૃતિવાળાને સારું સ્થાન અને પરપીડન કરનારને ખરાબ સ્થાન શા માટે ન આપી શકે ? આમ સ્વર્ગ, નરક અને સુકર્મો દુષ્કર્મોનો ફળ આપતો કર્મફળનો સિધ્ધાંત આવ્યો. જે લોકોની ધાર્મિક વૃત્તિ વિકસાવવામાં ખૂબ જ અગ્રેસર રહયો અને લગભગ વિશ્વમાં દરેક સ્થળે કર્મફળનો સિદ્ધાંત વધતે ઓછે અંશે સ્વીકાર્ય બન્યો.પણ <u>સનાતન ધર્મ ઈશ્વર અને કર્મફળના સિદ્ધાન્તને ધ્યાનમાં રાખ્યા સિવાય પરોપકાર વિકસાવી, પરપીડન અટકાવી માનવસમાજ કોઈ પણ સમયે કોઈ પણ સ્થળે વધુમાં વધુ સુખી થાય તેનાં લક્ષણો સૂચવે છે,</u> જે સામાન્ય રીતે જડ કે ચેતન સૃષ્ટિ સાથે નિતિમત્તાપૂર્ણ વ્યવહારનું સૂચન કરે છે. કઈ ઈશ્વર કે દૈવી શકિત કે સંત, મહંત, ઋષિ, મુનિ, પ્રભુ, પયગંબરના હુકમોનું પાલન કરવા દબાણ નથી કરતો. ધર્મનું મુખ્ય લક્ષણ પ્રેરણા છે. કેટલાક શ્લોક સનાતન ધર્મનુ સંક્ષિપ્ત વર્ણન કરે છે તે ધ્યાનમાં લેવા જેવા છે.

**अष्टादश पुराणेषु व्यासस्य वचनद्वयम्। परोपकारः पुण्याय पापाय परपीडनम्॥**

**અઢારે ય પુરાણોમાં વ્યાસજીના બે જ વચનો છે, પુણ્ય માટે પરોપકાર, પાપ માટે પરપીડન.**

ધર્મ વિશે કહેવા જતાં વ્યાસમુનિએ અઢાર પુરાણો લખી નાખ્યાં, માત્ર બે જ વચનો સમજાવવા માટે... પુણ્ય માટે પરોપકાર કરવો, પાપ માટે પરપીડન.

**अहिंसा सत्यमक्रोधः दानमेतच्चतुष्टयम्। अजातशत्रुः सेवस्व धर्म एषः सनातनः॥**

હે અજાતશત્રુ યુધિષ્ઠિર, અહિંસા, સત્ય, અક્રોધ અને દાન આ ચારનું અવશ્ય સેવન કરવું. આજ સનાતન ધર્મ છે.

સનાતન ધર્મ માટે આ ઓછામાંઓછાં લક્ષણો દર્શાવ્યાછે. પછી તો દરેક વિદ્વાને સંજોગો પ્રમાણે આવાં લક્ષણોમાં ઉમેરો કર્યો છે. તેમ છતાંદસ લક્ષણોવાળો ધર્મ સર્વસ્વીકાર્ય છે....

**धृतिः क्षमा दमोऽस्तेयंशौचमिन्द्रियनिग्रहः । धीविद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥**

ધૈર્ય, ક્ષમા, મનને વશમાં રાખવું, ચોરી ન કરવી, પવિત્રતા, ઈન્દ્રિયોને વશમાં રાખવી, દરેક કાર્ય બુદ્ધિપૂર્વક વિચારીને કરવુ, વિદ્યા પ્રાપ્ત કરવી. સત્ય બોલવું અને ક્રોધ ન કરવો– આ દશ ધર્મનાં સાધારણ લક્ષણો છે.

ઉપરાંત– **अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रयनिग्रहः । एतं सामासिकं धर्म चातुर्वर्ण्येऽब्रवीन्मनुः ॥**

અહિંસા, સત્ય, ચોરી ન કરવી, શૌચ–પવિત્રતા રાખવી, ઈન્દ્રિયો વશમાં રાખવી, આ ચાર ચારેય વર્ણોનો ટૂંકો ધર્મ છે. ધર્મનુ મુખ્ય લક્ષણ પ્રેરણા છે. શ્રીમદ્ ભગવદ્ગીતાના સોળમા અધ્યાયમાં દૈવીસંપત્તિનાં લક્ષણો અને આસુરી સંપત્તિનાં લક્ષણોનું ખૂબ જ સરસ વર્ણન છે. જે થોડા ફેરફાર સાથે જોઈએ તો પાંચ વિભાગમાં વહેંચી શકાય. કેટલાંક લક્ષણો આત્મકેન્દ્રી છે. જેનો ફાયદો કે નુકશાન પોતાને જ થાય છે. જેમ કે, સ્વાધ્યાય, મિતાહાર. પણ આ લક્ષણો પ્રયોગાત્મક છે. જયારે અભય,જ્ઞાન, યોગ વગેરે પ્રેરણાત્મક છે. વળી, કેટલાંક લક્ષણો પ્રયોગાત્મક અને પ્રેરણાત્મક છે. પરંતુ અન્ય વ્યકિત કે પદાર્થ સાથે સંકળાયેલા હોય છે. જેમ કે ક્ષમા, તો ક્ષમા અન્ય વ્યકિત કે પશુ પ્રાણીને આપી શકાય, દાન કરવું હોય તો બીજી વ્યકિત જરૂરી છે. આથી અહી લક્ષણોના વિભાગ પાડયા છે તે માત્ર નિર્દેશ છે. એકદમ ચોકકસ વિભાગ શકય નથી. યોગના જે પાંચ યમ છે, સત્ય, અહિંસા, અસ્તેય (ચોરી ન કરવી), અપરિગ્રહ (સંગ્રહ ન કરવો) અને બ્રહ્મચર્ય... આ પાંચેય જાતિ, દેશ, કાળ અને સમયની પરવા વગર સાર્વભૌમ ચોવીસે ય કલાક માનવાના છે. એટલે શૌચ પવિત્રતા–નિયમ ગણાય છે. સવારે નાહી લઈએ પછી આખો દિવસ ન નાહીએ તો ચાલે પણ સવારે પૂજા વખતે સત્ય–પાલન કરીએ અને આખો દિવસ અસત્યપાલન તે ચાલી શકે નહી એમ સમજાવવાનો ઉદ્દેશ યમ–નિયમમાં છે.

| | **આત્મકેન્દ્રી** | **પરકેન્દ્રી** |
|---|---|---|
| **પ્રેરણાત્મકઃ–** | અભય, જ્ઞાન, યોગ, ધ્યાન, નિરાભિમાન, સંતોષ, ધૈર્ય, તપ, તિતિક્ષા, (સુખ દુઃખ– સહન કરવાં તે) ઈન્દ્રિય જય, અચાપલ્ય, નમ્રતા, નિર્લોભ, ભૂતદયા, શાંતિ, સત્ય, બ્રહ્મચર્ય (અંગત છે સર્વસામાન્ય નથી.) | દયા, ક્ષમા, સરળતા, પ્રેમ, અ–કામુકતા, અસૂયા (બીજાની ઈર્ષ્યા ન કરવી), ત્યાગ, અક્રોધ અહિંસા, લજજા. |
| **પ્રયોગાત્મકઃ–** | શૌચ (પવિત્રતા), સંયમ, મિતાહાર, સ્વાધ્યાય, અપરિગ્રહ, ઈન્દ્રિય નિગ્રહ | પ્રિયવાદિતા, સમત્વ, અપૈશુન (ચાડી ન ખાવી) અશાઠય, અપમાન ન કરવું, અનિન્દા, ગુરૂપૂજા (વડીલોને માન આપવું) યજ્ઞ, દાન, અસ્તેય (ચોરી ન કરવી.) |

સામાન્ય રીતે આ લક્ષણો આપણે ગણેલી ધર્મની આધાર રેખાને સર્વથા અનુકૂળ છે. (આમાંથી બ્રહ્મચર્યનું પાલન, બાલ્યાવસ્થા, વૃદ્ધાવસ્થા કે વિશિષ્ટ સંજોગોમાં આધ્યાત્મિક ઊંચાઈએ પ્રાપ્ત કરવા માટેની એકદમ અંગત બાબત છે, સર્વસામાન્ય નથી. સામાન્યો માટે લંપટતા ન રાખવી એટલો જ નિર્દેશ છે. યુવાવસ્થામાં ગૃહસ્થાશ્રમમાં પ્રજોત્પત્તિના હેતુ માટે પરસ્પર નિયત થયેલાં સ્ત્રી–પુરૂષોએ કામોપભોગ કરવાનું ધર્માનુકૂળ જ છે. જયાં સુધી કામ–તૃપ્તિ ન થાય ત્યાં સુધી મોક્ષ મળતો નથી. ચારેય પુરૂષાર્થ, અર્થ, ધર્મ કામ અને મોક્ષમાંથી ત્રણ સંપૂર્ણ સિદ્ધ થાય પછી મોક્ષ સિદ્ધ થાય તેમ ગણ્યું છે.) હવે આપણે આસુરી

સંપત્તિના છ લક્ષણો વિશે વિચાર ગીતાના ૧૬ મા અધ્યાયના આધારે કરીશું જે પરપીડનના ભાગ રૂપે છે. કેટલાંક લક્ષણોથી પોતાનું જ અહિત થતું હોય આસુરીવૃત્તિમાં સ્વકેન્દ્રી દુર્વૃત્તિ હોય છે. રાક્ષસીવૃત્તિ પરાવલંબી છે. આસુરીવૃત્તિના દંભ, અભિમાન, અજ્ઞાન સ્વકેન્દ્રી છે. જ્યારે નિર્દયતા, ક્રોધ અને પારુષ્ય (કઠોરતા) પરાવલંબી છે.

(આ સિવાય તામસીવૃત્તિને ઘણીવાર આસુરી કહેવામાં આવે છે પણ તે સંપૂર્ણપણે અર્ધામિક નથી. દરેક જગ્યાએ તમસગુણ જરૂરી છે. દરેક પ્રાણી નિદ્રાધીન થાય તે તામસીવૃત્તિ જ છે, પરંતુ આળસ અને પ્રમાદ અનિચ્છનીય તામસીવૃત્તિ છે.)

**દંભઃ–** દંભ એટલે બનાવટ, છલના, ઉકરડા પર ગાલીચો પાથરવો તે દંભ, દંભથી બીજા લોકો છેતરાય છે અને એ પ્રકારે પરપીડન થાય છે.

**દર્પઃ–** પોતાનામાં યોગ્યતા ન હોવા છતાં બીજાની યોગ્યતા દબાવી આગળ નીકળી જવું એ દર્પ છે. નરસિંહ મહેતાના શબ્દોમાં "શકટનો ભાર જેમ શ્વાન તાણે" ગાડા નીચે ચાલ્યું જતું કૂતરું પોતે ગાડું ખેંચે છે તેવી કલ્પનામાં રાચે અને ખરેખર ગાડું ખેંચતા બળદની અવગણના કરે તે, અભિમાન અને દંભની વચ્ચે દર્પ છે.

**અભિમાનઃ–** પોતાની વિદ્યા, ધન, કુટુંબ, સંપત્તિ બધું શ્રેષ્ઠ છે. પોતે ન હોય તો આ દુનિયા પડી ભાંગી હોત, કૂકડો હોત તો જ સવાર પડત, આ અભિમાન છે, તે પણ પરપીડનનું કારણ છે.

**અજ્ઞાનઃ–** પણ પરપીડનનું કારણ બને છે. ઘણીવાર નિર્દોષને સજા થઈ જાય છે અને પરપીડનના ઘણા અનર્થો પેદા કરેછે. તેવી જ રીતે કઠોરતા અને ક્રોધ દ્વારા પરપીડન થાય છે તે સ્પષ્ટ છે.

આસુરીવૃત્તિ વિશે આગળ કહયું છે કે આસુરી લોકો પ્રવૃત્તિ અને નિવૃત્તિ (કર્તવ્ય કર્મ અને ન કરવા જેવાં કર્મ) જાણી શકતા નથી. તેમનામાં પવિત્રતા નથી હોતી, સદાચાર નથી હોતો, દુનિયાની બધી વસ્તુ પોતાના ઉપભોગ માટે જ બની છે એમ માની કોઈનું પણ અહિત કરી જગતનો વિનાશ નોતરે છે (પ્રદુષણ ફેલાવી નફો કરનારાં ઉદ્યોગ ગૃહોના સંચાલકો અને તેને પોષનારા શાસકો આમાં આવી જાય છે).

દંભ, માન અને મદથી ભરાયેલા તે લોકો પૂરી ન કરી શકાય તેવી કામનાઓનો આશ્રય લઈ મોહથી ખોટા આગ્રહો પકડી પાપાચારમાં પ્રવૃત્ત થાય છે. દુનિયાના પ્રલય સુધી અથવા પોતાના મરણ સુધી જેનો અંત જ ન આવે તેવી અમાપ ચિંતાનો આશ્રય લઈ તેઓ કામ અને ભોગમાં જ પોતાનું સર્વસ્વ છે એમ માનીને તેમાં જ તત્પર રહેછે. સેંકડો આશારૂપી પાશોથી બંધાયેલા તથા કામક્રોધમાં પરાયણ રહેનારા વિષયભોગો માટે અન્યાયથી ધનના ઢગલા એકઠા કરવાનો પ્રયત્ન કરેછે. " આજે મેં આ મેળવ્યું અને હવે આ કામના પૂર્ણ કરીશ, આટલું ધન મારી પાસેછે, ફરી આટલું મેળવીશ. હું જ બળવાન છું. સુખી છું, ધનિક છું, કુળવાન છું, દાની છું, મારા જેવું કોઈ નથી. એમ અજ્ઞાનથી મોહિત થયેલા, ભ્રમિત ચિત્તવાળા, મોહથી ઘેરાયેલા, કામ–ભોગમાં આસકત લોકોની વિચાર શ્રેણી પરપીડન વિકસાવે છે.

આ સનાતન ધર્મ છે. ઈશ્વરના કે કર્મફળના ભય વિના મનુષ્ય સ્વભાવ વડે પરોપકાર અને પરપીડન કેવી રીતે કરે છે.તેના શકય તેટલા તર્ક છે અને પરોપકાર વિકસાવવા અને પરપીડન અટકાવવાના ઉપાયો સૂચવેછે. દેશ, કાળની મર્યાદા સિવાય કોઈ પણ માનવસમૂહ, જાતિ, સમાજ વધુમાં વધુ સુખી થાય તેવી પ્રેરણા છે. હજારો વર્ષોના પ્રયોગોનું તારણ છે.

આથી જે ધાર્મિક સંપ્રદાયોમાં દોષ છે અથવા તેના અમલ કરાવનારામાં છૂપો સ્વાર્થ હોયછે તે વિવાદનું કારણ બને છે. જેમ કે બૌદ્ધધર્મમાં અહિંસાને વધુ પડતી પ્રતિષ્ઠા આપી કેટલાક અનર્થો સર્જ્યા છે, તેવી જ રીતે સ્ત્રીને પાપનું મૂળ ગણ્યું, એ સર્વસ્થળે સ્વીકાર્ય બનતા નથી કે મનુષ્યની કુદરતી પ્રેરણાઓને અનુકૂળ નથી. તેથી આધુનિક સમાજ રચનાને અનુકૂળ, પરોપકાર અને પરપીડનનાં વલણો બદલાયાં છે. વિજ્ઞાને કાલ્પનિક ભયો અંધશ્રધ્ધામાં ખપાવી દીધાં છે. "પ્રાર્થના કરીશું તો વરસાદ આવશે." તેવી ઘટનાઓ તરફ સમાજ શંકાની નજરે જોતો થયો છે. રાજય વ્યવસ્થા પણ ધર્મનું અંગ છે. આપણી આધાર રેખાને અનુકૂળ કોઈ પણ સંસ્થા કે વ્યવસ્થાતંત્ર માનવહિતોના રક્ષક તરીકે કાર્ય કરતું હોય તો તે ધર્મ જ છે. રાજકારણમાં ધર્મનિરપેક્ષતા કેવી રીતે હોઈ શકે, ધર્મ અંગત બાબત છે. તેમ મૂડીવાદી લોકશાહી માને છે, ધર્મસ્વાર્થી લોકોનું તૂત છે એમ સામ્યવાદીઓ માને છે. રાજયવ્યવસ્થા ધર્મનિરપેક્ષ હોવી જોઈએ તેમ કેટલાક ચોખલિયા માને છે, ઠંડા પીણાઓમાં શરીરને હાનિકારક તત્વો ઉમેરી પરપીડન થાય છે તે શાસકોની અને ઔદ્યોગિક ગૃહોની સાંઠગાંઠ દૂર કરવાની જવાબદારી ધાર્મિક સંગઠનોની છે. તીર્થધામો પર મેળાવડા અને કથા–પારાયણની શૈલીમાં કેટલો ધર્મ સચવાય છે તે બાબત જરૂર પુનર્વિચારણા માગે છે, ફરી એકવાર સૌનું ભલું થાય તેવાં છળથી ભેદાયેલા ન હોય તેવાં વૈજ્ઞાનિક પરિવર્તનો લવાય તે ઈચ્છનીય, તે જ સનાતન ધર્મ. ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઈ જા...

## પ્રકરણ–૭મું........માનવસમાજ અને હિન્દુ ધર્મ

ભારત અથવા હિન્દુસ્તાનના લોકોને હિન્દુ તરીકે ઓળખવામાં આવે છે. INDIA પણ હિન્દુ શબ્દ પરથી પાશ્ચાત્યોએ આપેલું નામ છે. હિન્દુ શબ્દ સિંધુ નદીની આસપાસ વસતા લોકો માટે વપરાતો. સિકંદરે ઈરાન કબજે કર્યો પછી ભારત તરફ આવતાં સિન્ધુ નદી ઓળંગતી વખતે સિન્ધુનું ઉચ્ચારણ "Indus" (ઈન્ડસ) કર્યુ અને આ દેશને યદમયબ અને અહીના નિવાસીઓને INDIAN કહેવાનું શરૂ કર્યુ અને અંગ્રેજોએ આ જ નામ સ્વીકાર્યુ.

આમ સપ્તસિન્ધુના પ્રદેશમાં વસતા આદિ માનવોએ અત્યારે પણ આધુનિક કહી શકાય તેવી સમાજરચના,ધર્મ,રાજયવ્યવસ્થા અને વિજ્ઞાનના દરેક ક્ષેત્રે વૈચારિક મંથન કર્યુ માનવસમાજમાં પરોપકાર વિકાસવવાના અને પરપીડન અટકાવવાના જબરજસ્ત પ્રયોગો ઈ.સ.પૂર્વે ૫૦૦૦ વર્ષ કે તેથી ય પહેલાં શરૂ કરેલા.

આ માનવીય સભ્યતાના વિચારોનો સંગ્રહ વિશ્વના સૌથી પ્રાચીન પુસ્તક ઋગ્વેદમાં મળી આવે છે. જેમાં માનવસમાજની સામાજિક,ધાર્મિક,આર્થિક અને રાજનૈતિક સ્થિતિઓ વિશે પરિચય મળે છે. અહી સુધી જે પ્રગતિ થઈ તેના મૂળ સિન્ધુ સભ્યતા સુધી જાય છે. મુએં જોં દરો (મરેલાંઓનો ઢોરો–ટેકરો) નામના સ્થળે (હાલ પાકિસ્તાનમાં)ઈ.સ.૧૯૨૨–૨૩માં રેલવેલાઈન બનાવતી વખતે ખોદકામ દરમ્યાન આખું શહેર દટાયેલું મળી આવેલ. તેનાં સંશોધનોના આધારે સિંધુ સભ્યતાનો વિકાસ ઈ.સ.પૂર્વે ત્રણથી પાંચ હજાર વર્ષ દરમ્યાન થયો હોવાનું માનવામાં આવે છે. આ સ્થળેથી મળી આવેલ એક મૃણ્મય મુદ્રા (માટીના પકાવેલા ઠીકરા પર અંકિત ચિત્ર) જેના પર એક પક્ષી ફળ ખાય છે અને બીજું શાંત બેઠું છે તેવું ચિત્ર છે તે ઋગ્વેદમાં મળી આવતા એક મંત્ર સાથે સામ્ય ધરાવે છે અને ઈશ્વર,જીવ અને પ્રકૃતિના અનાદિપણાનો વિચાર પ્રદર્શિત કરે છે. જુઓ ઋગ્વેદના ૧લા મંડલના ૧૬૪મા સૂકતમાં ૨૦મો મંત્ર.

**द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परि षस्वजाते ।**

**तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभि चाकशीति ॥**

જેવી રીતે બે સમાન વયના અને મિત્રાચારી ધરાવતાં પક્ષીઓ એક વૃક્ષ પર બેસે છે, તેવી જ રીતે બે અનાદિમિત્રતાવાળા જીવાત્મા અને પરમાત્મા અનાદિ પ્રકૃતિમાં રહે છે. આ બેમાંથી એક (જીવાત્મા) પ્રકૃતિ રૂપી વૃક્ષના ફળ ચાખે છે (એટલે કે ભૌતિક શરીરમાં બંધાવાથી સુખ–દુઃખ ભોગવે છે) પણ બીજું પક્ષી (પરમાત્મા) ફળ ચાખતું નથી, માત્ર જુએ છે.

ઋગ્વેદનો એક મન્ત્ર વર્ણાશ્રમધર્મનો પરિચય આપે છે. હજારો વર્ષો પહેલાં જડ,ચેતન અને ઈશ્વર અને સમાજરચનાનું અદ્વિતીય ચિન્તન અને સ્થાપન વેદકાળમાં થયું હોવાનું ફલિત થાય છે.

ભારતમાં સપ્તસિન્ધુના પ્રદેશમાં હિન્દુધર્મનો વિકાસ થયો. ઋગ્વેદની રચના પૂર્ણ થયાનો સમય ખરેખર ઈ.સ.પૂર્વે ૫૦૦૦ થી વધારે વર્ષો પહેલાનાં સમયથી શરૂ થઈ ઈ.સ. પૂર્વે ૧૨૦૦ દરમ્યાન માની શકાય. હિન્દુસ્તાનમાં આર્યોનું આગમન (ઈ.સ. પૂર્વે ૧૫૦૦) થયું તે પૂર્વે ભૂમધ્ય સાગરીય પ્રદેશોમાંથી આવી દ્રવિડોએ પોતાની વસાહતો *સપ્તસિન્ધુ વિસ્તારમાં સ્થાપી દીધેલી.

———————————————————————————————————

*આ સપ્તસિન્ધુ એટલે સિન્ધુ નદીથી સરસ્વતી નદી સુધીનો પ્રદેશ જેમાં, સિન્ધુ, વિતસ્તા(જેલમ), વિપાશા(બ્યાસ), ચન્દ્રભાગા(ચિનાબ), શતુદ્રી(સતલજ), પરુષ્ણી (ઈરાવતી–રાવી) અને સરસ્વતી,એમ સાત નદીવાળો પ્રદેશ માનવામાં આવે છે. એટલું યાદ રહે કે <u>ઋગ્વેદમાં કયાંય ગંગા,યમુના નદીનો ઉલ્લેખ નથી તે એમ માનવાને કારણ છે કે ભગીરથ રાજાએ હિમાલિયન હિમ પ્રવાહો અને ઝરણાઓનું પાણી એકત્રિત કરી સપાટ ભૂમિ પર લઈ આવ્યા.</u> વાર્તાના સ્વરૂપમાં સ્વર્ગમાંથી ગંગા અવતરણ થયું અને શિવજીની જટામાં ઝિલાયું. જેનું કારણ સગર–પુત્રોનો ઉધ્ધાર કરવા ભગીરથ રાજાનું તપ હતું. આજે પણ અલકનન્દા,મન્દાકિનીના પ્રવાહના રસ્તે વિશાળ પર્વતો કાપી ઝરણાઓના પ્રવાહનો માર્ગ કૃત્રિમ રીતે કરી આપ્યો હોય તેવું લાગે છે. આ જ ભગીરથનું તપ.

જે ઋગ્વેદની રચના પૂર્ણ થયા પછીના સમયમાં ભગીરથ રાજાએ પ્રજાના કલ્યાણ અર્થે ગંગા નદીનું અવતરણ કરાવ્યું અને હિન્દુ શાસ્ત્રોએ દરેક ભારતીય માટે પતિત–પાવની ગંગા–જમુનાને સ્થાન આપ્યું. ગંગા અવતરણનો સમય વેદોની રચના પૂર્ણ થયા બાદ અને મહાભારત રામાયણની રચના પહેલાંનો માની શકાય. કારણ એ જ કે, સપ્તસિન્ધુને આટલું માન આપનાર પ્રકૃતિપ્રેમી પ્રજા ગંગા–જમુના નદી તે વખતે હોય તો તેનાથી જરાય અજાણ ન હોય.

———————————————

આર્ય અને દ્રવિડની અનેક વિરોધી બાબતોનું સમાધાન કાળક્રમે થયુ છે. જે વાસ્તવિક જ્ઞાન સ્વીકારવામાં શાણી પ્રજાઓએ અપનાવેલી પરસ્પર ઉદારતા જ ગણી શકાય. અને આ સમય એટલે વૈદિક સંસ્કૃતભાષા અને વેદોની રચનાનો સમય.(દ્રવિડોનો એક સમૂહ જે આજે જૈનધર્મી તરીકે ઓળખાય છે તે સમૂહે વેદોની રચના સમયનો આર્ય–દ્રવિડ સમન્વય સ્વીકાર્યો નહીં તેના સંકેતો આજે પણ જોવા મળે છે! જૈનો પોતાને હિન્દુ ગણવામાં થોડો ખચકાટ અનુભવે છે) આજે પણ કેટલાક અવશેષો,કેટલીક કલ્પનાઓ અને સત્યની શોધમાં થયેલા સંઘર્ષની સાક્ષી છે. આ સત્ય સ્વીકારવાની વૃત્તિને લીધે જ હિન્દુ ધર્મમાં દરેક પ્રકારના વિચારને સ્થાન મળ્યું છે. પૃથ્વીને સ્થિર માનનારા હોય કે સૂર્યને !

માનવજૂથોનું સ્થળાંતર અને ભાષાનો ઉપયોગ ઈતિહાસ માટે બોલતો પુરાવો છે. સત્તરમી સદી પછી ભાષા–લિપિ–બોલીનાં વૈજ્ઞાનિક સંશોધનો અને અભ્યાસ શરૂ થયાં છે. પરિણામે આપણે જાણીએ છીએ કે, ઈન્ડોયુરોપિય, ઈન્ડો ઈરાનીયન અને ઈન્ડો–ચાઈનીઝ ભાષા–કૂળો પર સંસ્કૃત ભાષાનો ચોકકસ પ્રભાવ છે. તેથી વેદકાલીન પ્રજા અને યુરોપ

એશિયાની પ્રજા સાથે કોઈ કાળે સંપર્ક રહયો હોય કે સ્થળાંતર થયાં હોય. વળી, સંસ્કૃત ભાષા પર દ્રવિડ પ્રજાની અસર ચોકકસપણે દેખાય છે. પારસીઓના ધર્મગ્રન્થ ઝેન્દ અવેસ્તા (જેનું મૂળ સ્થાન ઈરાન છે) ની ભાષાની સંસ્કૃત ભાષા સાથે, ખાસ કરી વેદમંત્રો સાથેની, ઘણી સમાનતા સ્થાપિત થઈ શકી છે. પણ પશ્રિમના દેશોની ઘણીખરી ભાષાના મૂળાક્ષરો,એ–બી,આલ્ફા–બીટા,અલીફ–બે,એમ અ,બ થી શરૂ થાય છે. જયારે સંસ્કૃત ભાષાની વર્ણમાળા સ્વર અ થી શરૂ થઈ, વ્યંજનાક્ષરોની તેના કંઠથી હોઠ સુધીના ઉચ્ચારસ્થાન પ્રમાણે અત્યંત શાસ્ત્રીય રીતે ગોઠવણી કરવામાં આવી છે તેમજ **ळ** અક્ષર જે સામાન્ય રીતે પશ્વિમના દેશોમાં વપરાતો નથી–બોલતો નથી. તે સંસ્કૃત ભાષા પર દ્રવિડ પ્રભાવનો સંકેત છે અને ઋગ્વેદની પ્રથમ ઋચા **अग्निमीळे पुरोहितम्** ....માં **ळ** નું પ્રદર્શન છે. એ સૂચવે છે કે અમે અમારી ભાષા–બોલી **ळ** સુધી વિકસાવી છે **ळ** ની વિશેષતા એ છે કે તે બોલવાની શિક્ષા બાળપણથી આપવામાં આવે છે. મોટી વયે **ळ** બોલવામાં તકલીફ થાય છે. અથવા સ્પષ્ટપણે બોલી શકાતો નથી **ळ** પ્રથમાક્ષર તરીકે શબ્દમાં વાપરી શકાતો ન હોવાથી **ळ** વાપરનારી પ્રજા પોતાના પરિચયના શબ્દમાં ચોકકસપણે ઉપયોગ કરે છે. જેમ કે વેદમાં **अग्निमीळे** દ્રવિડ ભાષા કે પ્રદેશોના નામ, **केरळ**, **मळयाळम** **तमिळ तेळुगु** વગેરે. સૌરાષ્ટ્રમાં પ્રાચીન પ્રજા, પ્રદેશના નામ **कोळी पाञ्चाळ** વગેરે છે. (પંચાળની નજીકમાં જ હાલાર પ્રદેશ છે. હાલારી પ્રજા **ळ** ની જગ્યાએ **र** **ड** કે **ल** નો પ્રયોગ કરે છે) સંસ્કૃત વર્ણમાળામાં વર્ગના મૂર્ધન્ય સ્થાનવાળા (દાંત અને તાળવા વચ્ચેની જગ્યા) ઉચ્ચારણો **ट ठ ड ढ ण ऋ र ष** સાથે **ळ**નું ઉચ્ચારસ્થાન છે. પાણિનીય–સંસ્કૃત વૈદિક સંસ્કૃત કરતાં આધુનિક છે. પાણિનીય સંસ્કૃત વર્ણમાળામાં **ळ** ની ગણના છે. પરંતુ ગદ્ય–પદ્યના ભાષાપ્રયોગોમાં સામાન્ય રીતે વપરાતો નથી. આથી મહાભારત કે ભગવદગીતામાં **कर्मफळ** ને બદલે **कर्मफल** શબ્દ જોવા મળશે. આ ભાષા અંગેનું વિવરણ આર્યોના સ્થળાંતર અને દ્રવિડોની જ્ઞાન સંપાદનની કુશળતા સૂચવે છે. સંસ્કૃત ભાષાનાં ત્રણ ઐતિહાસિક સ્વરૂપ, એબીથી શરૂ થતા મૂળાક્ષરોવાળી ભાષા પર સંસ્કૃત ભાષાની અસર, દ્રવિડોના સંપર્ક પછીની વેદિક સંસ્કૃત અને આધુનિક પાણિનીય સંસ્કૃત.

<u>ભાષાઓના વિકાસ થયા પછી જ ધર્મનો વિકાસ શકય બને. કારણકે, ધર્મનું લક્ષણ પ્રેરણા છે જે વિચારોના પધ્ધતિસરના સંગ્રહ અને આપ–લે પછી જ શકય બને.</u>

જે પ્રતીકોની પૂજાનું અસ્તિત્વ છે અને હતું તે પણ ધર્મની રચના અને વિકાસની જાણકારીમાં અમૂલ્ય ફાળો આપે છે.

લિંગ અને યોનિની પૂજા આનું ઉત્કૃષ્ટ ઉદાહરણ છે. ભૌતિક રીતે માનવ–જાતને સુખની મહત્તમ અનુભૂતિ કામ–તૃપ્તિમાં થાય છે. તેથી માનવશરીરનાં આ અંગોનાં પ્રતીકોનું ઈશ્વરમાં આરોપણ કરવામાં આવ્યું હશે એમ માનવામાં જરાય વાંધા સરખું નથી. લિંગ–પૂજા એક વખતે અરબસ્તાન અને ભૂમધ્ય સમુદ્ર કિનારાના પ્રદેશો સુધી વિસ્તરેલી હોવાનું મનાય છે અને પ્રાચીન અવશેષો તરીકે મુંએ જો દરો અને હડપ્પા યુગની સિન્ધુ સભ્યતા દરમ્યાન પુરુષ લિંગની આબેહૂબ

આકૃતિ સમાન પ્રતીકો તેમજ યોનિનાં આકૃતિનાં પ્રતીકો મળી આવે છે. આજે ય ભારત,શ્રીલંકા અને નેપાળમાં લિંગ–પૂજા શિવપૂજાના રૂપમાં પ્રચલિત છે.

વેદકાલીન ધર્મના વિકાસનું મુખ્ય પ્રદર્શન અથવા સામૂહિક સુખની શોધના ફળસ્વરૂપ વર્ણાશ્રમધર્મ વ્યવસ્થા છે. જેનું આજે પણ અસ્તિત્વ નિર્મૂળ થયું નથી. મનુષ્યો પોતાની બુદ્ધિ અને શરીરની શકિત પ્રમાણે પ્રવૃત રહી આજીવિકા ઉપરાંત પરમ–સુખ મેળવવાના હેતુ–અર્થ, ધર્મ, કામ અને મોક્ષ રૂપી પુરુષાર્થો સિદ્ધ કરી શકે ત્યાં સુધી રીતે વિચાર્યુ છે અને પરોપકારવૃતિનો વિકાસ અને પરપીડનવૃતિના રકાસ અંગે ભરપૂર પ્રયત્નો થયા છે.

ઘણીવાર અણગમતા વિચારોને પણ સ્થાન મળ્યું છે. પોતાના વિચારોની મહાનતા સિદ્ધ કરવા યુદ્ધો અને વૈચારિક સંઘર્ષ પણ થયાં છે. આથી હજારો વર્ષો દરમ્યાન થયેલી ઘટનાઓ ઉડતી નજરે જોઈએ.

ઝેન્દઅવેસ્તામાં તે સમયે કેટલાક સમૂહો દ્વારા સ્વર્ગના દેવ ઇન્દ્રનો બહિષ્કાર કરવામાં આવ્યો. જયારે અન્ય સ્થળે ઈન્દ્રને દેવોના દેવ અને સ્વર્ગના અધિષ્ઠાતા તરીકે સ્વીકાર્યા છે. ઈન્દ્ર મેઘ સ્વરૂપે સ્વર્ગમાંથી ધરતી પર આવે છે. ધન ધાન્ય અને સંપતિરૂપે (પશુધન) મેળવી આપે છે. લોકો ઈન્દ્રની પૂજા કરે છે. એક સમય એવો આવે છે ભગવાન શ્રી કૃષ્ણ ઈન્દ્રપૂજાનો વિરોધ કરે છે. જેનું પ્રતીક ગોવર્ધનધારી કૃષ્ણની મૂર્તિ દર્શાવે છે. ઈન્દ્રના સ્વરૂપમાં મેઘનું આક્રમણ ખાળવા ગોવર્ધન પર્વત નીચે પ્રજાને રક્ષણ આપી ઈન્દ્રને પરાજિત કરે છે. આમ, આ ગોવર્ધનધારી શ્રી કૃષ્ણનું શિલ્પ ઈન્દ્રપૂજાની પ્રણાલિ દૂર કર્યાના ચિન્હરૂપે છે. તેવી જ રીતે શ્રી કૃષ્ણ ભગવાને નાગપૂજા કે સર્પપૂજા દૂર કરી તેની સ્મૃતિ કાલિય–દમનનાં શિલ્પો સ્પષ્ટ કરે છે. કર્મફળોની લાલસા માટે થતા યજ્ઞોનો વિરોધ ગીતામાં જ્ઞાનયજ્ઞને મહત્વ આપી થયો છે. ભગવાન શ્રીકૃષ્ણ ગણરાજય વ્યવસ્થાના આગ્રહી હતા. જરાસંધ, કંસ, શિશુપાલ વગેરેની રાજાશાહી સામ્રાજયવાદ અને વિસ્તારવાદ પોષતી હોવાથી કૃષ્ણ ભગવાને આજીવન સંઘર્ષ કર્યો છે. ગણરાજયોમાં વંશપરંપરાગત રાજા ન હોતા સંઘપ્રમુખ હોય છે.

માખણચોર કૃષ્ણ માલિકીપણાના દૃષ્ટિકોણનો વિરોધ સૂચવે છે માખણચોરી ખરેખર ચોરી જ નથી, માખણ જેવી વસ્તુ ગણરાજ્યની પ્રજા માટે સાર્વજનિક છે, મથુરાના સામ્રાજ્યવાદીઓને વેચવા માટે નથી. ગોપીઓ રાધા અને રાસલીલામાં Polyandry (બહુપતિત્વ પ્રથા)નું સમર્થન છે.

સાચી લોકશાહી ગણરાજયોમાં જોવા મળતી. મહાભારતમાં વેદવ્યાસે અને અર્થશાસ્ત્રમાં કૌટિલ્યે સંઘરાજયને જ ઉત્તમ રાજયવ્યવસ્થા ગણી છે. આથી શ્રીકૃષ્ણને કયારેય રાજા કહયા નથી.

વેદના દેવ વિષ્ણુના અવતાર તરીકે ભગવાન શ્રી કૃષ્ણ અને શ્રી રામને સ્વીકારવામાં આવ્યા છે તે પરસ્પર વિરોધીઓ વચ્ચે સ્વીકારાયેલું સમાધાનકારી વલણ છે.

આવી જ રીતે વેદના દેવ રુદ્રમાં શિવ–પાર્વતી જેની લિંગ અને યોનિનાં પ્રતીકો દ્વારા પૂજા થતી તે શિવનું આરોપણ થયું છે. અહી પણ આર્ય–દ્રવિડનું સમાધાનકારી વલણ છે. વેદમાં લિંગપૂજકોનો એક સ્થળે સ્પષ્ટ વિરોધ કરેલો છે.

શિવજીએ દક્ષના યજ્ઞનો વિરોધ કરેલો અને દક્ષે પણ શિવજી યજ્ઞયાગમાં ન માનનારા જાણી યજ્ઞમાં આમંત્રણ નહી આપેલું. અહી લિંગપૂજામાં માનનારા, ગાય, વૃષભ, સર્પને સ્વીકારનારા શ્યામવર્ણનાં જૂથો અને ઈન્દ્રને દેવ તરીકે પૂજનારા, વિષ્ણુને દેવ તરીકે પૂજનારા, ગરુડ અને અશ્વોને વાહન તરીકે સ્વીકારનારા, યજ્ઞ અને હોમ–હવનની પ્રણાલિઓ માનનાર ગૌરવર્ણનાં જૂથો વચ્ચેનો સંઘર્ષ સ્પષ્ટ થાય છે.

શિવજી લિંગપૂજાના પ્રતીક રૂપે દ્રવિડોના દેવ હડપ્પન સંસ્કૃતિના સમયથી હોવા જોઈએ. લિંગપૂજા માનવીને કામતૃપ્તિથી મળતા મહતમ ભૌતિક સુખની કલ્પનાનું ઈશ્વરીય રૂપાંતર છે અને સાંખ્યના પ્રકૃતિ–પુરુષને સમાંતર નગ્નતા

(Nudity) અને કામ (Sex) પ્રત્યે આજે છે તેવો સંકોચ પહેલાં હતો જ નહી હિમાલયમાં આજે પણ એવી કેટલીક જાતિઓ છે જેમાં સ્ત્રી–પુરુષો કશા ખચકાટ વિના વસ્ત્રહીન દશામાં એક સ્થળે સ્નાન કરતાં હોય છે. વેદોમાં લિંગપૂજા પાછળથી સ્વીકૃત બની હોવાનું જણાય છે. શિવજીનો સર્પ અને વિષ્ણુજીનું ગરુડ પરસ્પર વિરોધનાં ચિન્હ છે. આર્યો ઘોડાઓનો ઉપયોગ કરતા પરંતુ વૃષભ અને ગાયનું મહત્વ સ્વીકારી લીધેલું. શ્રી કૃષ્ણનો ગાય–પૂજાનો મુખ્ય પ્રયત્ન છે. કૃષ્ણ શ્યામવર્ણનો પર્યાય છે. શિવજીની ભભૂતિ શ્યામવર્ણને સમર્થન આપે છે. યોગ અને તંત્રની શોધ કૃષ્ણ અને શિવજીને આભારી છે. આર્યોએ દેવોની અને પ્રકૃતિની પ્રશંસા, હોમ–હવન દ્વારા કરી, ઈશ્વર પાસેથી વરસાદ, ગાયો, અશ્વો, યુદ્ધોમાં વિજય, સંપતિ અને સ્વર્ગનાં સુખો મેળવવાના પ્રયત્ન કર્યા છે. આત્મતત્વ અને બ્રહ્મની શોધ આર્યોના દ્રવિડ સંપર્કો પછી આગળ વધી છે અને ઉપનિષદોમાં ફૂલીફાલી છે.

સમાજ વ્યવસ્થા માટે સૌએ વર્ણાશ્રમ વ્યવસ્થા સ્વીકારેલી જ છે. રાજયવ્યવસ્થાની બાબતમાં ગણરાજય અને રાજાશાહી બંને પધ્ધતિઓ વર્ણાશ્રમધર્મ અંતર્ગત છે. તેવી જ રીતે ગૃહસ્થાશ્રમમાં બંને પક્ષની લગ્ન વિષયક પ્રણાલીઓ સ્વીકારાઈ છે. જેમ કે,મહાભારતમાં બહુપતિત્વ પ્રથા તરફ અણગમો નથી. સંઘરાજયોએ આવી પ્રથા સ્વીકારેલી. હિમાલયમાં રહેતી કેટલીક જાતિઓમાં આજે પણ સ્ત્રી બધા ભાઈઓ સાથે પરણે છે. તેવી જ રીતે બહુપત્નીત્વની પ્રથા પણ સ્વીકૃત હતી. ઘણા સમય પછી એક પુરુષ અને એક સ્ત્રી વાળી લગ્નપ્રથા ( Monogamy) સ્વીકારાઈ છે. રામાયણની રચના આ પ્રથાની જ તરફેણ કરે છે. વાલ્મીકિજીને જે પ્રસંગ પરથી રામાયણ લખવાની પ્રેરણા મળે છે તે ઉલ્લેખનીય છે. ક્રૌંચ પક્ષીઓ સામાન્ય રીતે તેમના જીવનકાળ દરમ્યાન એક નર અને એક માદાની જોડીમાં વ્યતિત કરે છે. પ્રજોત્પત્તિ પછી પણ જોડી બદલવાતી નથી (અન્ય પશુ–પંખીઓમાં પ્રજોત્પત્તિ બાદ નર–માદા બદલાઈ જાય તો તે સ્વાભાવિક છે.). શિકારીના બાણ વડે જયારે એક ક્રૌંચ પક્ષીનો વધ થાય છે અને બીજું પછી કલ્પાંત કરે છે તે જોઈને વાલ્મીકિનું હદય દ્રવી ઉઠે છે અને મનમાં એવું વિચારબીજ નીકળે છે કે જો પક્ષીઓ જીવનભર એક નર અને એક માદાની જોડીમાં રહી શકતાં હોય તોમાનવો શા માટે નહી ? આથી ભગવાન શ્રી રામના આદર્શોનું કાવ્ય બનાવી સમાજમાં એક પતિ–પત્નીનું મહત્વ સમજાવી બહુપત્નીત્વવાળા સમાજની અવગણના થાય તેવા કાવ્ય "રામાયણ"ની રચના કરી, ક્રૌંચ પક્ષીઓની ખંડિત થયેલી જોડીના કલ્પાંતથી થયેલા દુઃખની શાંતિ મેળવે છે. સમાજમાં એક પતિ–પત્નીવાળા ગૃહસ્થાશ્રમનું મહત્વ સમજાવતો રામાયણનો ગ્રંથ ભારત સિવાયના અન્ય દેશોમાં પણ એટલો જ લોકપ્રિય છે. સાંપ્રત સમાજ વ્યવસ્થામાં દુનિયાના લગભગ સંસ્કૃત સમાજે એક પતિ–પત્નીવાળા સમાજ વ્યવસ્થા સ્વીકારી છે અને કેટલાક દેશોએ કાયદો બનાવી સમર્થન આપ્યું છે. સુખી સમાજ,વિદ્વાન અને નીરોગી પ્રજોત્પતિ માટે આ પ્રથા એકદમ યોગ્ય છે. શાસ્ત્રીય છે.

સુખની શોધમાં થયેલી સમાજ રચના ભારતીય સંદર્ભે વિચારીએ તો....પ્રથમ બહુપતિત્વ કે બહુપત્નીત્વની પ્રથા પ્રત્યે કોઈ અણગમો નહી હોય, વળી કેટલેક ઠેકાણે *માતૃપ્રધાન સમાજ પણ અસ્તિત્વમાં હતો. છેલ્લે સુસંસ્કૃત ગણાતા સમાજે એક પતિ–પત્નીવાળા ગૃહસ્થાશ્રમનો સર્વાંગીણ સ્વીકાર કર્યો અને અપનાવ્યો. આધુનિક સમાજમાં વધુ પડતા સુખની શોધમાં સ્ત્રીની સુંદરતા જે એના પતિ માટે છે અને સ્ત્રીની કોમળતા જે તેનાં સંતાન માટે છે તેનો મહત્તમ ઉપયોગ વ્યાપારવૃધ્ધિ માટે થઈ રહયો છે. તે લગ્નસંસ્થા અને કુટુંબ વ્યવસ્થા માટે પડકારરૂપ છે.

---

*દક્ષિણ ભારતમાં જાહેરસભાઓમાં સામાન્ય સંબોધન તરીકે "સહોદરો" શબ્દ વપરાય છે. એક માતાના ઉદરમાંથી જન્મેલાં સંતાનો, ઉત્તરમાં ભાઈઓ અને બહેનો પણ ભ્રાતૃ ભાઈ શબ્દ પિતૃપ્રધાન સમાજના એક પિતાનાં સંતાનો જેની માતાઓ કદાચ જુદી હોઈ શકે.

————————————————————

હિન્દુ ધર્મના મહત્વના પાસા,સંસ્કૃત ભાષા અને સુંદર સમાજવ્યવસ્થા સ્થાયી થવાની સાથોસાથ અન્ય શાસ્ત્રો ગણિત,જયોતિષ,આયુર્વેદ,અર્થશાસ્ત્ર, સાહિત્ય,સંગીત,શિલ્પ,ગૃહનિર્માણ,વાસ્તુકલા,યુધ્ધ અને શસ્ત્રકલા,રાજકારણ વગેરે જીવનના તમામ ક્ષેત્રે ઉચ્ચ પ્રકારનાં સંશોધનો થયાં. આર્ય–દ્રવિડના ભેદ પણ ન રહયા. જે શ્રેષ્ઠ જ્ઞાન હતું તેનો સ્વીકાર થયો. એકબીજા દેવો, માન્યતાઓ, વિચારબીજોનું સંકલન સંપાદન ચારેય વેદોમાં થયું. આથી, વેદોને ઈશ્વરપ્રણિત જ ગણવામાં આવે છે. વેદોનો જ આધાર લઈ ઉપનિષદોની રચના થઈ.

વૈદિક ધર્મનો પ્રભાવ વિશ્વના અન્ય મુખ્ય ધર્મો પર ચોકકસ થઈ રહયો છે. વૈદિક ધર્મની પ્રાચીનતા પછી અનુક્રમે જરથોસ્તી ધર્મ,યહૂદી ધર્મ,બૌધ્ધ ધર્મ, ઈસાઈ ધર્મ અને ઈસ્લામ ધર્મની રચના થઈ છે. આ દરેક ધર્મ પર વૈદિક ધર્મનો પ્રભાવ તર્કબધ્ધ રીતે તેહરી–ગઢવાલ રાજયના ભૂતપૂર્વ ન્યાયાધીશ શ્રીયુત ગંગાપ્રસાદજીએ ઈ.સ.૧૯૦૯માં પોતાના પુસ્તક "**The Fountainhead of Religion** " માં સંકલિત કરેલો છે. પાછળથી આર્યસમાજ ધ્વારા હિન્દી અને ગુજરાતી ભાષાંતર "ધર્મનું આદિમૂળ વેદ" પ્રગય થયેલું છે. કહેવાનો આશય વૈદિક ધર્મના પાયા ઉપર જ આ પાંચેય ધર્મોની રચના થઈ છે.

વેદોની રચના અને અન્ય હિન્દુ ધાર્મિક સંસ્કૃત ભાષામાં લખાયેલું છે. સંસ્કૃત ભાષા દેવભાષા કહેવાય છે. સંસ્કૃત જે લિપિમાં લખાય છે તે દેવનાગરી લિપિ છે. સર્વે ભારતીય ભાષાઓની માતા સંસ્કૃત છે. સંસ્કૃત સાહિત્ય છ ધર્મશાસ્ત્રીય શિર્ષક અને ચાર કલાત્મક શિર્ષકોમાં વહેંચાયેલું છે. છ ધર્મશાસ્ત્રીય શિર્ષક અંતર્ગત (૧) શ્રુતિઓ–વેદો(૨) સ્મૃતિઓ (૩) ઈતિહાસ (૪) પુરાણો (૫) આગમો (૬) દર્શનો છે. ચાર કલાત્મક શિર્ષકો (૧) સુભાષિત (૨) કાવ્ય (૩) નાટક (૪) અલંકાર છે.

ચારેય વેદો ઋગ્વેદ, યજુર્વેદ,સામવેદ અને અથર્વવેદને શ્રુતિ પણ કહેવામાં આવે છે. કારણ કે વેદો આજદિન સુધી વિવિધ શૈલી વડે સાંભળીને મુખપાઠરૂપે સંગ્રહાયેલા છે. સ્પષ્ટ ઉચ્ચાર માટે પણ ખાસ આગ્રહ રાખવામાં આવ્યા છે. દરેક વેદના અનુક્રમે બ્રાહ્મણ ગ્રન્થો છે. જે વેદોમાં દર્શાવેલા ધર્મ–યજ્ઞાદિ કર્મો અને વિધિ–નિષેધોની વિસ્તૃત વ્યાખ્યાના સ્વરૂપમાં છે. ઐતરેય, શતપથ,તાણ્ડય અને ગોપથ બ્રાહ્મણ છે. દરેક બ્રાહ્મણના આરણ્યકો પણ છે.

વેદોમાં એકેશ્વરવાદ, સૃષ્ટિનો વિચાર, સદાચાર પાલન, પાપ,પુણ્ય અને કર્મની ગતિ, યજ્ઞો,બ્રહ્મ અને આત્માના અભેદ વગેરે અનેક બાબતોનું ચિંતન થયું છે.

ઉપનિપદોની સંખ્યા એકસો આઠથી પણ વધારે છે. પરંતુ પ્રાપ્ય એકસો આઠ ઉપનિષદોમાંથી અગિયાર ઉપનિષદો મુખ્ય છે. ઉપનિપદોમાં બ્રહ્મ પરત્વે મુખ્ય વિચાર થયો છે. આથી, બ્રહ્મવિદ્યા પણ કહેવાય છે. ઈશ,કેન,કઠ,પ્રશ્ન,મુંડક,માંડુકય,ઐતરેય, તૈતરીય,છાન્દોગ્ય,બૃહદારણ્યક અને શ્વેતાશ્વતર ઉપનિષદો મુખ્ય છે. ઉપનિષદોમાં સૃષ્ટિ, આત્મા,બ્રહ્મના અદભૂત વિચારોની ચર્ચા કરવામાં આવી છે. દરેક દર્શનો અને શાસ્ત્રોએ ઉપનિપદનો આધાર લીધેલો છે. વિદ્વાનો માને છે કે બૌદ્ધદર્શનનું બીજ પણ ઉપનિષદોમાંથી લેવામાં આવ્યું છે. છ એ ભારતીય આસ્તિક દર્શનોએ તો ઉપનિષદોનો આધાર લીધો જ છે.

સાંખ્યદર્શનની પ્રકૃતિનો ઉલ્લેખ શ્વેતાશ્વતર ઉપનિષદોમાં **अजाम् एकाम् लोहित शुक्ल कृष्णाम्।** અહી પ્રકૃતિને સ્પષ્ટરૂપથી ત્રિગુણી....સત્વ, રજસ,તમસના ગુણોથી યુકત અને સૂક્ષ્મ કહી છે તે જડ તત્વનો ઉંડો અભ્યાસ સૂચવે છે.

સાંખ્ય દર્શન આપણા પર્યાવરણ, આપણા ઘર, આપણા ચેતન શરીરનાં સ્થાન અને સ્થિતિ વિશે સંપૂર્ણતયા જણાવે છે. કઠોપનિષદનું યોગનાં વિવેચન તથા શ્વેતાશ્વતર ઉપનિષદ પાતંજલ યોગસૂત્રનો મૂળ સ્ત્રોત છે. સાંખ્યની માનવમન પર થતી અસરોનો અભ્યાસ છે. ન્યાય વૈશેષિક દર્શનના જ્ઞાન સિદ્ધાન્ત ઉપનિષદોની શ્રવણ–પ્રક્રિયા અને મનન પ્રક્રિયાનો વિકાસ છે. વેશેષિકના પરમાણુવાદનું બીજ ઉપનિષદોમાં છે. આત્માને અણુથી પણ અણુ કહયો છે. વ્યાકરણ, શાસ્ત્ર,નિરુકત, ભાષાદર્શન, સૌન્દર્યશાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર, સર્વેનું મૂળ ઉપનિષદોમાં કયાંય ને કયાંય મળી આવે છે. ઉપનિષદોને ઉપાસનાકાણ્ડ, જ્ઞાનકાણ્ડ અને કર્મકાણ્ડના ત્રણ વિભાગોમાં વહેંચી નાખેલા છે. આપણે જે પ્રકૃતિની સૂક્ષ્મતા (એક નાનાકડા કોષમાં નાનકડી સૂર્યમાળા જેમ ન્યુટ્રોન, ઈલેકટ્રોન, પ્રોટોનના ભ્રમણ) અને આત્મતત્વની અમરતા, સર્વવ્યાપકતા અને સૂક્ષ્મતા અગાઉ સિદ્ધ કરી તે અને શૂન્યમાંથી સૃષ્ટિ શૂન્ય – આકાશ – વાયુ – ઉધણતા – પ્રવાહી – ઘન અર્થાત સૂક્ષ્મથી સ્થૂળ તરફ અને સૃષ્ટિમાંથી પ્રલય સ્થૂળતાથી સૂક્ષ્મતા તરફથી કલ્પના ઉપનિષદોમાં અગાઉ થયેલ ચર્ચાની આધુનિક વિજ્ઞાનની વાતો સાથેની સરખામણી જ છે. ઉપનિષદોમાં આત્મતત્વ ચેતનતત્વ જેની સરખામણી આપણે ટેલિવિઝનના વિદ્યુત તરંગો સાથે કરી (વિદ્યુત તરંગો માનવ સર્જિત અને જડતત્વ હોવાથી ક્ષીણ થાય છે અને ઉત્પાદક કેન્દ્ર બ્રોડકાસ્ટિંગ સ્ટેશન હોવું જરૂરી છે. જયારે ચેતનતત્વનું ઉત્પાદન કેન્દ્ર કયાંય નથી તેમજ વિદ્યુત તરંગો કરતાંય અકલ્પ્ય સૂક્ષ્મ અને સર્વવ્યાપી છે). તે જ અપરિણામી, અવિકારી નિર્ગુણ બ્રહમરૂપે ઉપનિષદમાં છે અને પ્રકૃતિની સૂક્ષ્મતા (એક કોષમાં રહેલી સૂક્ષ્મતા અને અખિલ બ્રહ્માણ્ડમાં રહેલી સૂક્ષ્મતા અને જેમાંથી સુપરનોવાની કલ્પના વિજ્ઞાનમાં થઈ છે. સગુણ બ્રહ્મરૂપે ઉપનિષદોનો જ વિચાર છે.

ઉપનિષદોમાં નિર્ગુણ બ્રહ્મને પરબ્રહ્મ અને સગુણ બ્રહ્મને અપરબ્રહ્મ પણ કહયા છે. પરબ્રહ્મ અમૂર્ત અને અમૃત છે. અથતિ અવિકારી અને અપરિણામી છે. (તત્ છે.). અપરબ્રહ્મ મૂર્ત અને મર્ત્ય છે અર્થાત વિકારી અને પરિણામી છે. (સત્ છે.). સત્ અને તત્ મળીને સત્ય બને છે. જે આપણે જાણી શકીએ છીએ. જોઈ શકીએ છીએ. ભગવદ્ગીતામાં પરબ્રહ્મ સંબંધી જ્ઞાનને પરાવિદ્યા અને અપરબ્રહ્મ સંબંધી જ્ઞાનને પરા વિદ્યા અથવા બ્રહ્મના સ્વભાવ બ્રહ્મની પરા પ્રકૃતિ અને અપરા પ્રકૃતિ કહયા છે.

આત્માનો વિચાર ઉપનિષદોમાં અનેક પ્રકારે કર્યો છે. આમા માણ્ડુકયોપનિષદનો વિચાર મહત્વપૂર્ણ છે. જેમાં જીવની ચાર સ્થિતિ જાગ્રત, સ્વપ્ન,સુષુપ્તિ અને તૂરીય સ્થિતિનો સુંદર વિચાર થયો છે.

દુઃખનો અભાવ જ મોક્ષ છે (તૈતરિય–૨–૭). મોક્ષ એટલે અજ્ઞાનમાંથી મુકિત છે એટલે મોક્ષની પ્રાપ્તિનો ઉપાય જ્ઞાન છે (શ્વેતાશ્વતર.૩–૮.). જ્ઞાન પ્રાપ્તિનો ઉપાય ત્રણ સોપાનરૂપે છે. શ્રવણ,મનન અને નિદિધ્યાસન (બૃહદારણ્યક ૨–૪–૫.). આપણી પ્રાર્થના પણ તે જ છે. ઊંડા અંધારેથી પરમ તેજે તું લઈ જા..**तमसो मा ज्योतिर्गमय ।** (બૃહદારણ્યક અધ્યાય–૧લો, બ્રાહ્મણ–૩જું,કંડિકા–૨૮મી)

સૃષ્ટિના કારણો, આત્મા અને બ્રહમ વિશે ઉપનિષદોનું વિચારમંથન જોઈ આજે પણ વિશ્વના તત્વજ્ઞાનીઓ–વિધ્ધાનો આશ્ચર્યચકિત થઈ જાય છે તેમાં શંકા નથી.

ઉપનિષદો બ્રહ્મજ્ઞાનનો નિર્દેશ કરે છે. દર્શનશાસ્ત્ર પોતાની રીતે પ્રાણીમાત્રની દુઃખ નિવૃતિની પ્રવૃતિ માટેના પ્રયત્નો વર્ણવે છે. આસ્તિક દર્શનો એટલે વેદાનુકૂળ દર્શનો છ છે. જેમાં આદિ–મુનિ કપિલનું સાંખ્યદર્શન, પતંજલિ મુનિનું યોગદર્શન, કણાદમુનિનું વૈશેષિકદર્શન, ગૌતમમુનિનું ન્યાયદર્શન, જૈમિનિમુનિનું પૂર્વમીમાંસા અને વ્યાસ મુનિનું વેદાંત દર્શન છે. વેદાંત દર્શનને ઉત્તર મીમાંસા અને બ્રહ્મસૂત્રથી પણ ઓળખવામાં આવે છે. વેદાન્ત દર્શન પર આદિશંકરાચાર્ય અને અન્ય આચાર્યોએ સ્વતંત્ર વિચારો દર્શાવ્યા છે. દરેક હિન્દુ દર્શનશાસ્ત્રીઓ માટે ઉપનિષદ,વેદાન્ત દર્શન અને શ્રીમદ્ ભગવદ્ગીતા જે પ્રસ્થાનત્રયી

ગણાય છે તેનો અભ્યાસ અનિવાર્ય ગણાય છે. બૌદ્ધ,જૈન અને ચાર્વાક દર્શનો વેદાનુકૂળ નથી અથવા તો વેદની શ્રેષ્ઠતા સ્વીકાર્યા સિવાય વેદ ઉપનિષદના વિચારોમાંથી બીજ લઈ પોતાનાં દર્શનો સ્થાપિત કર્યા છે તે નાસ્તિક દર્શનો કહેવાય છે. છતાંય તમામ ભારતીય દર્શનોના ચાર પ્રતિપાદ્ય વિષયોની સ્થાપના કરે છે તે નિર્વિવાદ છે. તે દુઃખ નિવૃત્તિના ઉપાયો જ છે.

૧. હેય : દુઃખનું વાસ્તવિક સ્વરૂપ શું છે, જે હેય અથવા ત્યાજય છે ?

૨. હેય–હેતુ : દુઃખ કયાંથી ઉત્પન્ન થાય છે, તેનું વાસ્તવિક કારણ શું છે. જે હેય અર્થાત્ ત્યાજય દુઃખનો વાસ્તવિક હેતુ છે.

૩. હાન : દુઃખના નિતાન્ત અભાવની અવસ્થા "હાન" છે.

૪. હાનોપાય : હાનોપાય અર્થાત્ શું નિતાન્ત દુઃખનિવૃત્તિના સાધનો છે ?

આના અનુસંધાને દર્શનશાસ્ત્ર ત્રણ મુખ્ય તત્વોની ચર્ચા કરે છે, તે જડ,ચેતન અને ઈશ્વરનો વિચાર છે. ચેતન અને જડ તત્વનું યથાર્થ જ્ઞાન જ દુઃખ નિવૃત્તિનું મુખ્ય સાધન છે અને એ જ અવિદ્યા–અજ્ઞાનનો વિવેકપૂર્ણ જ્ઞાન વડે નાશ "મોક્ષ" ની સ્થિતિ છે. તમામ ભારતીય દર્શનોએ એક યા બીજા સ્વરૂપે પોતાની રીતે દુઃખ નિવૃત્તિના ઉપાયો શોધ્યા છે.

પરંતુ પ્રત્યેક ભારતીય દર્શનોમાં અથવા તો વિશ્વના તમામ દર્શનોમાં દુઃખ નિવૃત્તિ પ્રાપ્ત કરવાની ધગશ માટે. સામાન્ય લોકોમાં પરોપકારવૃત્તિનો વિકાસ કરવા તેમજ પરપીડનવૃત્તિ અટકાવવાના સહેલા ઉપાય તરીકે કર્મફળનો સિદ્ધાન્ત ઘડી કાઢી મોક્ષ સ્વર્ગનાં સુખ,સારી યોનિમાં પુનર્જન્મની લાલચ અને પાપ, નરક અને હલકી યોનિમાં પુનર્જન્મનો ભય ઉભા કરવામાં આવ્યાં હોવાથી તદ્દન કાલ્પનિક અતાર્કિક અને અપ્રમાણિત માન્યતા છે જે ધર્મની ટીકા–ટિપ્પણી માટે પૂરતું સ્થાન આપે છે. આ આરોપ જરાય જુઠો માનવાનું કારણ નથી. દરેક યુગમાં દરેક સંસ્કૃતિએ પરમાર્થી વલણ છોડી આ જ સિધ્ધાંતનો દુરુપયોગ કરી પોતાની રીતે સ્વાર્થી વલણ અપનાવ્યું છે અને ટીકાપાત્ર બન્યા છે. જે આજે માહિતીપ્રધાન યુગમાં, વૈજ્ઞાનિક વિશ્લેષણો સામે ટકી રહે તે શકય નથી.

મોક્ષનો સિદ્ધાન્ત,કર્મનોસિદ્ધાન્ત અને પુનર્જન્મનો સિદ્ધાન્ત આ ત્રણેય અપ્રમાણિત પૂર્વમાન્યતાઓ છે. આ ત્રણેય માન્યતામાં, મુખ્ય કર્મફળનો સિદ્ધાન્ત જ છે. જે મોક્ષ,પાપ,પુણ્ય,પુનર્જન્મ,સ્વર્ગ,નરક,અવતારવાદ સાથે સીધી રીતે સંકળાયેલો છે.

સૌથી મોટો અને અઘરો પ્રશ્ન સામાન્ય માણસને થાય છે તે આ જગત કોણે બનાવ્યું ? એનો ટૂંકો સહેલો અને (અ) સ્પષ્ટ જવાબ છે, ઈશ્વરે આ જગત બનાવ્યું છે. પછી બીજો સવાલ એ થાય છે. બનાવ્યા પછી મૂકયું શેના પર ? તો કોઈના ઈશ્વરે રાક્ષસની પીઠ પર કે બાર થાંભલા પર કે શેષનાગની ફેણ પર મૂકેલું હોવાનું જણાવ્યું. કેટલાંય વર્ષો સુધી બધાએ માની પણ લીધું. છેવટે પૃથ્વી તારામંડળ,સૂર્યમંડળ બધું ગોળ છે અને અવકાશમાં ચોકકસ ગતિએ ફરી રહયું છે અને ગુરુત્વાકર્ષણના નિયમોને આધારે બધું ચાલ્યા કરે છે. તો આ બધાને ગતિ અને ગુરુત્વાકર્ષણ કોણ મેળવી આપે છે ? તો ઈશ્વર જ મેળવી આપે ને ? હવે ઈશ્વર આવડી મોટી પૃથ્વી,સૂર્ય,ચંદ્ર બધાને ચોકકસ ગતિમાં રાખતો હોય, જીવન અને મૃત્યુ ઈશ્વરના હાથમાં હોય તો પછી તે માણસને તેના દુષ્કર્મોની સજા જરૂર કરી શકે એમ મનાવવામાં બહું તકલીફ નથી પડતી. વળી, સામાન્ય લોકો માત્ર ઈશ્વરની સજાના ભયથી આપણી આધારરેખાની નજીક આવી જતા હોય તો તો ખૂબ જ સુંદર ? પણ કયારેક કોઈ પૂછે કે પાપ કરનારો સુખેથી રહે છે અને સદાચારી અને પુણ્યશાળી ઘણીવાર દુઃખી શા માટે  હોય છે, કયારેક તો બે વખત જમવાનુંય નહીં મળતું હોય ? જુઓ ભૂખ્યા રહીને પણ ધાર્મિક વૃત્તિ ટકાવી રાખવી જોઈએ. ત્યાગથી મનની શાંતિ બહુ રહે ? વળી ઈશ્વર તો દયાળુ છે. સ્વર્ગમાં એના માટે સુંદર પકવાનો લઈ મહેલોમાં અપ્સરાઓ તૈયાર જ બેઠી છે. એટલે તેણે સ્વર્ગનું સુખ ભોગવી લીધા પછી બીજો અવતાર ધનવાન શ્રેષ્ઠીનો મળશે. પણ આ બધું તે આ જન્મમાં જેટલાં પુણ્ય કાર્યો કરશે તેના સપ્રમાણમાં

મળશે.... પણ આ પાપી સુખેથી જીવે છે એનું શું ? જુઓ એણે ગયા જન્મમાં જેટલાં પુણ્યકર્મો કર્યા હશે તેનું ફળ આજે ભોગવી રહયા છે. તેનું સ્થાન મૃત્યુ પછી નરકમાં જ છે. પછી હાથેથી ખરાબ કર્મો કર્યા હશે તો ધગધગતા તેલના તાવડામાં હાથ બોળાવશે. ખૂબ જ સજા પામશે અને આવા પાપીને બીજો અવતાર ગધેડાનો મળશે. અહી સુધી ખુલાસા કર્યા તો પણ સ્વર્ગ,નરક આ જન્મ તેની પહેલાંનો જન્મ અને આવતા જન્મ સુધીની જરૂર પડી. પણ બધા લોકો એક સાથે પાપ કરવા મંડી જાય તો ? તો ઈશ્વર મનુષ્યનો અવતાર લઈ પાપીઓનો નાશ કરશે. અને જે સમાજમાં પાપી નહી હોય, દુઃખી નહી હોય, અજ્ઞાની નહી હોય તેના જીવનમાં પણ કાંઈક ખૂટતું હોય તેવું તેને લાગશે અને તેને ઈશ્વરનો સાક્ષાત્કાર થશે. જન્મ–મરણના ફેરામાંથી મુકત થઈ જશે અને દરેકને મોક્ષ મળશે. તાર્કિક રીતે આ કર્મફળનો સિદ્ધાન્ત ખૂબ જ સુંદર છે. તેના માનવસમૂહ પર, પરમાર્થી વલણ રાખી કરવામાં આવતા પ્રયોગો વડે ખૂબ જ સુંદર પરિણામો મળ્યાં છે. તે જોઈને જ્ઞાનીઓ પણ ચકિત થઈ જાય છે. સાંખ્યદર્શન દરેક જગ્યાએ સત્યની નજીક,તર્કસહિત તમામ બાબતોનું તત્વજ્ઞાન રજુ કરે છે અને જરૂર પડયે ઈશ્વર સાબિત કરી શકાય તેવો નથી ત્યાં સુધી કહે છે. પણ કર્મફળ માટે આપણા સ્થૂળ શરીર સાથે એક સૂક્ષ્મ શરીરની રચના પણ કરે છે. અથવા તો સૂક્ષ્મ શરીર અને આત્મા અનાદિ હોય છે. આત્મા તો અવિકારી છે. પણ સૂક્ષ્મ શરીર બધા રેકોર્ડ લઈ સાથે ફરે છે ! અહી સાંખ્યદર્શન જાણે નિરીશ્વરવાદી આક્ષેપો સ્વીકારીને પણ કર્મના સિદ્ધાન્ત આગળ ઝૂકી જાય છે. બુધ્ધ,મહાવીર ભલે ઈશ્વરમાં ન માનતા હોય પણ કર્મફળના સિદ્ધાન્ત પાસે લાચાર છે. ઈસાઈ ધર્મમાં પણ હેવન અને હેલ છે. ઈસ્લામમાં પણ સૌને પાપ–પુણ્યનો જવાબ કયામતના દિવસે આપવાનો છે. ગીતામાં ભગવાન શ્રી કૃષ્ણ પાપીઓને એક તક આપે છે. નહી તો નરકમાં નાખે છે. અથવા હલકી યોનિમાં પુનર્જન્મ આપે છે. છેવટે અવતાર ધારણ કરી ધર્મ સ્થાપે છે. કર્મ–ફળનાં સિદ્ધાન્તને પોષવા આટલું જરૂરી છે એમ વેદવ્યાસજીએ પણ માની લીધું છે. કર્મફળનો પરમાર્થી વલણથી કરવામાં આવેલો પ્રયોગ માનવસમાજ માટે હિતકારી છે. પરંતુ તેમાં જયારે સ્વાર્થી વલણ પેસે છે ત્યારે અગાઉ યુરોપમાં ખાસ વ્યકિતને મોટી રકમનું દાન આપવાથી સ્વર્ગમાં પંચતારક સગવડતા મેળવી શકાતી અને ઓછું દાન કરનારને થોડીવાર માટે સ્વર્ગનો ઓટલો મળતો! ભારતમાં ગાયનું દાન જ મૃતાત્માને વૈતરણી નદી પાર કરી સ્વર્ગ પહોંચવામાં મદદરૂપ થતું. આમ, કર્મફળના સિદ્ધાન્તનો અવળો પ્રયોગ દુનિયાના કોઈ પણ ધર્મ માટે ટીકાપાત્ર કે હાંસીપાત્ર થયો છે, તે વાત નકારી શકાતી નથી.

આ જ કર્મફળના સિદ્ધાન્તનો વ્યસ્ત પ્રયોગ, શાસકો અને વ્યાપરીગૃહો જરા જુદી રીતેકરે છે અને જન–માનસનું બ્રેઈનવોશિંગ કરી વ્યાપારી લક્ષ્યો સહેલાઈથી સિધ્ધ કરે છે.

કર્મફળના સિદ્ધાન્તના અમલ માટે સામાન્ય જનસમૂહમાં લાલચ અને ભય કૃત્રિમ રીતે ઉત્પન્ન કરવાં પડે છે. ધર્મ પાસે તો સ્વર્ગનાં સુખ અને મોક્ષની લાલચ અને ભય માટે નરકનાં દ્વાર અને હલકી યોનિમાં પુનર્જન્મ હાથવગાં છે. સમાજમાં થોડા જ્ઞાનીઓ અને તર્કનો ઉપયોગ કરનારા લોકો પણ હોય. પણ જ્ઞાનીઓના તર્ક સમજાવટથી અને સામાન્ય લોકોના તર્ક તેઓ અજ્ઞાની હોય છે તેથી સારા વિચારો આવવાનો તેમના માટે અવકાશ નથી એમ કહી દબાવી દેવામાં આવે છે. તેના બે રમૂજી દ્દષ્ટાંતો છે.

એક વખત બુદ્ધિશાળી લોકોના સમૂહે કહયું, ઈશ્વરદર્શન તો સહજ છે. માત્ર નાક આડે આવે છે. તેથી જેને ઈશ્વરનાં દર્શન કરવાં હોય તે નાક કપાવી નાખે. પછી તો ઘણા બધા લોકોએ નાક કપાવી નાક–કટા–સંપ્રદાય ઉભો કર્યો. એમાં કોઈ એક ક્રાન્તિકારી નીકળ્યો. તેણે નાક કપાવવા છતાં ઈશ્વરદર્શન થતાં ન હોવાનો અવાજ ઉઠાવ્યો ત્યારે તેને ખાનગીમાં સમજાવવામાં આવ્યું કે જુઓ હવે નાક તો ગયું જ છે, તે પાછું નહી આવે. હવે તમે માત્ર આનંદથી કહેશો કે ઈશ્વર દેખાય છે તો હજુ બીજાઓ પણ કપાવશે.... બોલો ગમે તેવા ક્રાન્તદ્રષ્ટાને માનવું પડે ને !

બીજી રમૂજી વાત, યુરોપના સાધ્વીઓના મઠની છે. કદાચ આયરીશ નાટકાર બનાર્ડ શોના નામે ચડેલી છે. એક સાધ્વીના મઠના મઠાધીશે સૌ સાધ્વીઓ સ્નાનાગારમાં વસ્ત્રરહિત નહાતી હોવાથી ઈશ્વર કોપાયમાન થાય છે, આથી સૌએ વસ્ત્રો પહેરી નહાવું એવું ફરમાન કર્યુ. કોઈએ પાછળથી નાનકડી શંકા કરી કે જે ઈશ્વર સ્નાનાગારની દિવાલોની આરપાર નગ્નતા જોઈ શકે તે પાતળાં વસ્ત્રોની આરપાર નહી જોઈ શકે ?......જુઓ આનો જવાબ. નાના માણસોને અકકલ ન હોય. આવું પુછાય ? અશ્રધ્ધાનો વિષય છે!!!

ભૂતકાળમાં સ્વર્ગનાં સુખોની પ્રાપ્તિ માટે થતાં યજ્ઞો,યજ્ઞોમાં થતી હિંસાથી કેટલાક વર્ગને અણગમો આવ્યો. વાસ્તવમાં હિંસા અને મૃગયા ક્ષત્રિયો માટે યુદ્ધોનાં રિહર્સલ સમાન હતી ( આજે પણ યુદ્ધની તાલીમ અને અણુ–અખતરાઓ દરમ્યાન ઘણી હિંસા થાય જ છે). તે વાતનો દોર લઈ અહિંસા પરમો ધર્મનું સૂત્ર અપનાવી જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મ આગળ આવ્યા. ઈશ્વરની વાતનો અસ્વીકાર કર્યો. વેદોનું પ્રામાણ્ય સ્વીકાર્યુ નહી. રાજયાશ્રય મેળવી પોતાના ધર્મનો ખૂબ જ પ્રચાર કર્યો. પણ કેટલીક બાબતોમાં ઉણા ઉતર્યા જે વાત કુદરતી પ્રક્રિયાઓને સમર્થન નહોતી આપતી.

બુદ્ધે વેદો–ઉપનિષદોના તત્વજ્ઞાનને આધારે જ પોતાનો ધર્મ વિકસાવ્યો છતાં વૈદિક ધર્મનો પાયામાંથી વિરોધ કર્યો. પ્રથમ ઇશ્વરમાં અશ્રધ્ધા રાખી. ચેતનતત્વનો પણ અસ્વીકાર કર્યો. ચેતનતત્વને જડતત્વની અવસ્થાવિશેષ સ્થિતિ ગણાવી. બધું જ ક્ષણિક છે. અનિત્ય છે એમ કહી પલાયનવાદી માનસ ઉભું કર્યુ અને ઉશ્કેર્યુ. સૌથી ભયંકર ભૂલ સ્ત્રીની અવગણનામાં થઈ. ગૃહસ્થાશ્રમનો બહિષ્કાર કર્યો. સંસાર દુઃખમય છે. સ્ત્રી પાપનું મૂળ છે, માટે જલદી ભાગો. ભિક્ષા માગી વૃક્ષના છાંયે બેસી આત્મખોજ કરી નિર્વાણ પામો ? જલ્દી સાધુ બની જાવ, ભિક્ષુ બની જાવ. સ્ત્રી જ તમારી આધ્યાત્મિક ઉંચાઈઓ મેળવવામાં આડખીલીરૂપ છે ? પછી તો સ્ત્રીઓનેય ભિક્ષુણીઓ બનાવવાનું શરૂ કર્યુ. તત્વજ્ઞાન લોકભાષામાં વહેંચવાનું શરૂ થયું. સભાઓ, મેળાવડાઓ પ્રદર્શનો, સરઘસો તમામ પ્રકારની પ્રચારલીલા શરૂ કરી. બુદ્ધના વાકચાતુર્ય અને સૌમ્ય વર્તણૂકથી રાજયાશ્રય મળ્યો, લોકો બૌદ્ધધર્મ પ્રત્યે આકર્ષાયા. વાસ્તવમાં બુદ્ધ જેટલા દુઃખથી ગભરાયા નહોતા કે હૃદયથી સંસારથી વિરકત થવા પણ નહોતા ઈચ્છતા જયારે તેઓના હૃદયનો આવેગ ઘટી ગયો ત્યારે બધાએ કઠોર ધર્માચરણ છોડી દીધું અને પ્રમાદી બની ગયા. માત્ર વર્ણાશ્રમ અને બ્રાહ્મણોની અવગણના ખાતર જ સૌને સમાન ગણી, સમાજના દરેક સ્તરના લોકોને સાધુ–ભિખ્ખુ તરીકે સ્વીકાર્યા, બીન–ઉત્પાદક વર્ગનો સમાજ પર બોજો વધારી દીધો! તત્વજ્ઞાન સૌ માટે ખુલ્લું મૂકી દેતાં વિતંડાવાદ ઉભો કર્યો. યોગ્યતા હોય કે ન હોય! નાના બાળકને બળાત્કારની શું ખબર પડે ? તો ય સમજાવે રાખ્યું. તત્વજ્ઞાનનો ઉપયોગ જાણે તરવારથી માખી ઉડાડવા માટે થયો! અહિંસાના અતિરેકથી નિર્માલ્યતા ઉભી થઈ, અશોક પછી કોઈ ભારતીય રાજા પરદેશી આક્રમણો સામે ટકી શકયો નહી. બ્રાહ્મણ ધર્મે ખૂબ જ પ્રતિકાર કર્યો. લોકોને અર્થ, ધર્મ, કામ અને મોક્ષના ચાર પુરુષાર્થો સમજાવ્યા. **Sex**–કામ કુદરતી છે. સ્ત્રીની અવગણના થઈ જ ન શકે **यत्र नार्यस्तु पूज्यन्ते तत्र रमन्ते देवता।** સ્ત્રીને માતૃશકિત ગણાવી ખૂબ સન્માન કર્યુ. કામની તૃપ્તિ ન થાય અર્થાત્ ત્રીજો પુરુષાર્થ સિદ્ધ ન થાય ત્યાં સુધી મોક્ષ ન મળે. માનવ પ્રજાતિ ટકાવી રાખવા સ્ત્રી–પુરુષ કામ કુદરતી છે. તે સમજાવવા મંદિરોની દીવાલો ભોગાસનોનાં શિલ્પો વડે શણગારવામાં આવી. કામનું મહત્વ,સ્ત્રી–પુરુષનું મહત્વ કુદરતી છે. તમે જેના દુઃખથી ડરીને ભાગો છો તે અજ્ઞાન છે. અવિદ્યા છે. છેવટે ઈ.સ. પૂર્વે લગભગ ૨૦૦ વર્ષથી શરૂ થયેલો બૌદ્ધ ધર્મ જે સમગ્ર ભારત, શ્રીલંકા, બર્મા, મલયદ્વીપ, ઈન્ડોનેશિયા, થાઈલેન્ડ, કંબોડિયા, વિયેતનામ, અફઘાનિસ્તાન, તુર્કસ્તાન, ચીન, કોરિયા, જાપાન અને તિબેટ એમ સમગ્ર એશિયા ખંડમાં છવાઈ ગયો. પરંતુ ઈ.સ. ૭૦૦ પછી ભારતમાં વળતાં પાણી થયાં અને લગભગ ઈ.સ.૮૦૦ સુધીમાં ભારતમાંથી નામશેષ થઈ ગયો. આ બધા દેશોએ અહિંસા પોતાની અનુકૂળતા પ્રમાણે સ્વીકારેલી છે. આ સમય દરમ્યાન બર્મા,

કંબોડિયા, જાવા, સુમાત્રા અને બાલી ટાપુઓ પર હિન્દુ ધર્મનો પણ જબરજસ્ત પ્રભાવ હતો. બુદ્ધના મૃત્યુ બાદ અનેક ફાંટા બૌધ્ધ ધર્મમાં પડી ગયા, જેમાં હીનયાન–મહાયાન મુખ્ય છે. બૌદ્ધ ધર્મના વજયાનના તાન્ત્રિકોએ તો પંચમકારમાં માંસ, મદિરા, મૈથુન સ્વીકાર્યાં છે, જે કદાચ હોમમાં દેવાતા પશુબલિ કરતાં પણ વધારે ઘૃણાજનક છે.

બૌદ્ધ અને જૈન તત્વજ્ઞાન પર સાંખ્યદર્શન, યોગદર્શન અને મહાભારતની સ્પષ્ટ અસર છે તે સૌએ સ્વીકારેલું છે. છતાં વર્ણાશ્રમધર્મ અને કહેવાતી હિંસાનો વિરોધ પણ એટલો જ કર્યો છે. અકુદરતી વલણો સ્વીકારી સમાજનું પરપીડન કર્યું છે. સૌને સાધુ–ભિખ્ખુ થવાનું આવાહન આપી બીન ઉત્પાદક માનવસમાજનો બોજ વધારી મુકુલો. સ્ત્રીઓની અવગણના કરી ગૃહસ્થાશ્રમ તોડયો અને અહિંસા અપનાવી નિર્માલ્યતા ઉભી કરી. તત્વજ્ઞાન લોકભાષામાં રજૂ કરી લોકોને વિવાદ–વિતંડામાં ઉતારી દીધા. જે દેશોમાં બોદ્ધ ધર્મ સ્વીકારવામાં આવ્યો ત્યાં તેનું સ્વરૂપ બદલાઈ ગયું. વળી તે દેશોમાં અન્ય ધાર્મિક પશ્ચાદભૂમિ એટલી મજબૂત નહોતી. ભારતમાંથી દેશનિકાલ થયેલા આ ધર્મ નવા સ્વરૂપે, સમાનતા અને વર્ણાશ્રમના વિરોધ દ્વારા મતના રાજકારણમાં પ્રવેશ્યો છે તે તેના મૂળ સિદ્ધાન્તોથી યોજનો દૂર છે તે નોંધવું જોઈએ.

**अहिंसा परमो धर्म।** વાકય જ ભ્રામક છે. હિંસા વિના જીવન શકય નથી. હિંસા અને પરપીડનનો ભેદ કયારેય સ્પષ્ટ કરવામાં આવ્યો નહીં. કુદરતમાં સર્વત્ર હિંસા જ વ્યાપેલી છે. માંસાહારી પ્રાણીઓની હિંસા પ્રત્યક્ષ છે કે સિંહ હરણને મારી ભક્ષ્ય કરી ગયો. હવે આપણે પણ જો વનસ્પતિમાં જીવ છે એમ માનતા હોઈએ, ફણગાવેલા મગ ખાઈએ ત્યારે મગના અંકુરો નવા જન્મ પામતા મગના છોડ જ છે, જીવ છે અને આપણે પરોક્ષ હિંસા જ કરી રહયા છીએ. આવી હિંસા કુદરતી છે. સિંહ પોતાની આજીવવિકા પૂરતા જ પ્રાણીઓની હિંસા કરે છે. આખો દિવસ જયાં જુએ ત્યાં બધાં પ્રાણીઓનો નાશ કરી ઢગલા નથી કરતો ત્યાં સુધી સિંહ પણ પરપીડન નથી કરતો તેમ કહી શકાય. માણસ જયારે યુદ્ધ સમયે લાશોના ઢગલા કરી દે છે તે ચોકકસપણે પરપીડન છે.

કેટલાક ધર્મોએ **अहिंसा परमो धर्म।** નો સ્વીકાર કરી પ્રજાનો નિર્માલ્ય બનાવવામાં ફાળો આપ્યો છે. કેટલાક ધર્મોએ પ્રજાને હિંસાનો સ્વીકાર કરાવી ચેન હરી લીધા છે, વિશ્વના યન્ત્રોદ્યોગી સમાજે યુદ્ધો, પ્રાણીઓનાં સામૂહિક કતલખાનાં,યાન્ત્રિક મત્સ્યોદ્યોગ સ્થાપી હિંસાનો અતિરેક કરી નાખ્યો છે. મનુષ્યોને ગુલામ બનાવવા, સ્ત્રીઓ, બાળકો અને પશુઓની ઈચ્છા વિરુદ્ધ બળાત્કાર કરવો, કે અતિશ્રમનાં કાર્યોમાં જોતરવા તે હિંસા છે. નફાના હેતુથી ઔદ્યોગિક પ્રદુષણ ફેલાવી જળ, વાયુ અને પૃથ્વીને દૂષિત કરવાં તે હિંસા છે. હિંસા ૨૭ રીતે થઈ શકે છે. તેની સ્પષ્ટતા કરતું એક યોગસૂત્ર ખૂબ સરસ છે.

**वितर्का हिंसादयः कृत कारिता अनुमोदिता लोभ क्राध मोहपूर्वका।**

**मृदु मध्यम अधिमात्रा दुःख अज्ञान अनन्त फल प्रतिपक्ष भावनम्॥**

વિતર્ક, એટલે યમ–નિયમનો વિરોધ, (પાંચ યમ, અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ, પાંચ નિયમ શૌચ,સંતોષ,તપ,સ્વાધ્યાય અને ઈશ્વર પ્રણિધાન) હિંસા વગેરેનો વિરોધ પોતા વડે,અન્યની સહાયથી, અનુમોદન આપી, લોભ, ક્રોધ અને મોહપૂર્વક, મન્દ, મધ્યમ અને તીવ્ર માત્રાથી થાય છે. જેનુ પરિણામ દુઃખ અને અજ્ઞાન હોય છે એમ માનવું.

લોભપૂર્વક થતી હિંસા

| | કૃત | કારિત | અનુમોદિત |
| --- | --- | --- | --- |
| **મન્દ** | પોતાના વડે જ કોઈને ધીમું ઝેર આપવું. | બીજાને ધીમું ઝેર આપવા સૂચના આપવી. | જેની હિંસા કરવાની હોય તે વ્યકિતને જ ધીમું ઝેર લેવાની પ્રેરણા આપવી. |
| **મધ્યમ** | પોતે જ કોઈને ઈજા કરવી. | બીજાને કોઈના શરીરને ઈજા કરવા કહેવું. | પોતે–પોતાના શરીરને ઈજા કરવા ઉશ્કેરાય તેમ કરવું. |
| **તીવ્ર** | પોતે જ એકદમ કોઈને મારી નાખવો. | કોઈને તત્કાળ મારી નાખવા બીજાને કહેવું. | પોતાની મેળે જ મરી જાય તેવા કૃત્રિમ સંજોગો ઉભા કરવા. |

અહી લોભપૂર્વક થતી હિંસા નવ પ્રકારે ગણાવી છે. તેવી જ રીતે મોહપૂર્વક અને ક્રોધપૂર્વક ગણતા ૨૭ પ્રકારે હિંસા થઈ શકે. આપણે માત્ર હિંસા અને પરપીડનનો ભેદ સ્પષ્ટ કરવાનો છે. પરપીડન પણ ૨૭ પ્રકારે થઈ શકે. જે કુદરતી હિંસા છે. જેમાં બીજા જીવની આજીવિકા છે. વળી કેટલીક સૂક્ષ્મ હિંસા છે. તે અવગણી શકાય તેવી છે. માત્ર **अहिंसा परमो धर्म ।** વડે ધર્મ ચલાવી શકાય નહી.

બૌદ્ધ ધર્મની પ્રતિક્રિયા સ્વરૂપે બ્રાહ્મણ ધર્મમાં કેટલીક ખામીઓ પેસી ગઈ તેને કારણે વર્ણાશ્રમ વ્યવસ્થા અને બ્રાહ્મણ ધર્મ ટીકાપાત્ર બન્યાં અને કેટલીક બાબતોમાં ધર્મના નામે જડતા રાખી પૂર્વજોના જ્ઞાન–વિજ્ઞાનમય વારસાને દૂષિત કર્યો હોવાનું સ્પષ્ટ માની શકાય તેમ છે.

અનેક પ્રકારના વૈચારિક સંઘર્ષ પછી વેદોની રચના થઈ. માનવજાતને વધુમાં વધુ કેમ સુખી કરી શકાય તે માટે વિચાર–વિનિમય માધ્યમ બોલી–ભાષા–લિપિ ખૂબ જ સરસ રીતે વિકસાવ્યાં.

હજારો વર્ષોના માનવસ્વભાવનાં અવલોકનો બાદ વર્ણાશ્રમધર્મની રચના કરી. જેમાં દરેક માણસની બુધ્ધિશકિત અને બાલ્યાવસ્થાથી વૃદ્ધાવસ્થા દરમ્યાન રહેલી શ્રમશકિતની કુદરતી વહેંચણીનો સંપૂર્ણ વિચાર કરવામાં આવ્યો. આદર્શ સમાજ વ્યવસ્થાના પાયારૂપ એક પતિ–પત્ની વાળી લગ્ન સંસ્થા સ્થાપી. રાજય વ્યવસ્થા અને અર્થ વ્યવસ્થાના સુંદર આદર્શો ઘડયા. સમાજના દરેક વર્ગને સ્વમાનભેર જીવતાં શીખવ્યું. પણ પલાયનવાદી બૌદ્ધધર્મના આગમને સમાજ વ્યવસ્થા વેરવિખેર કરી નાખી. બ્રાહ્મણોનું વર્ચસ્વ ઘટતાં તેઓ વધુ સંકુચિત થતા ગયા. કોઈ પાસેથી કશું લેવું નહી, ખાવું નહી, સ્પર્શ થાય તો ય સ્નાન કરી લેવું. પલાયનવાદીઓનો વિરોધ પ્રદર્શિત કરવા પૂરતું બરાબર હતું પણ તેનાથી ઉંચ–નીચનો ભેદ પેસી ગયો. માણસમાં રહેલી તમોગુણી આસુરીવૃત્તિને તક મળી. સમાજમાં દરેક વ્યકિત પોતાનાથી કોઈ હલકી વ્યકિત બનાવવાની વેતરણમાં પડી ગઈ (આજે પણ આપણે મેરિટના નામે ઉંચ–નીચની વૃત્તિને પોષીએ છીએ. તેમાં સ્પર્ધાનું તત્વ ઉમેરાયું છે. વિજ્ઞાનના વિષયોમાં ઉંચી ટકાવારી મેળવનાર વિદ્યાથી મહાન, વિશ્વની સર્વશ્રેષ્ઠ સુંદરી, લાખોની સંખ્યામાં વેચાયેલા પુસ્તકનો લેખક… અને એવું દરેક ક્ષેત્રે સ્પર્ધામાં આગળ હોય તે ઉચ્ચ, તેનાથી બધા ઉતરતા ! ) બીજાને પોતાનાથી હલકો સમજવામાં એક આનંદ આવે છે પણ આવી વૃત્તિથી સમાજને મોટું નુકશાન થાય છે. આ મોટું સામાજિક દૂષણ છે. બ્રાહ્મણોમાંય અમુક ઉંચી જાતના બ્રાહ્મણ! અમુક બ્રાહ્મણ હલકા ! તેવું હરિજનોમાંય !

આંતરજાતીય લગ્નવ્યવસ્થા ખૂબ જ કડક બનાવી દેવાથી ઘણા ગેરલાભ થયા. મૂળ વર્ણવ્યવસ્થામાં આવો વિકલ્પ સ્વાભાવિકપણે સ્વીકારેલો. પરદેશ જવાના કે દરિયાપાર જવાના વિચાર પર પ્રતિબંધ રાખવામાં આવેલો. ઈસ્લામના આક્રમણ બાદ ધર્માન્તર સહેલાઈથી થવા લાગ્યું કારણ કે એકવાર ભૂલથી ય ગૌમાંસ મોઢામાં આવી પડે પછી હિન્દુત્વ ચાલ્યું જાય ? આથી કોઈ ગામના કૂવામાં ગૌમાંસ નાખી આવે અને આખું ગામ તેમાંથી પાણી પીવે એટલે હિન્દુત્વ ગુમાવે! લડાઈમાં હારેલા સૈનિકોને બળજબરીથી ગૌમાંસ ખવરાવવામાં આવે તોય હિન્દુત્વ ગુમાવે! આવું શાસ્ત્રોમાં કયાંય લખ્યું નથી. જરાય

તર્કપૂર્ણ નથી પણ વધુ ચૌખલિયા થવા જતાં બુદ્ધિનું ય ધોવાણ થઈ ગયું અને વિધર્મીઓને ધર્માન્તર કરાવવું એકદમ સહેલું થઈ પડયું. આવું જ સ્ત્રીઓની બાબતમાં થયું. બળાત્કારને લીધે કે કોઈ બીજા કારણે સ્ત્રી ભ્રષ્ટ થઈ હોય તો આવી અશુદ્ધિઓ ફરી માસિકધર્મ આવે ત્યારે ધોવાઈ જાય છે અને શુદ્ધ થઈ જાય છે– આ વાત શાસ્ત્રમાન્ય છે. પણ સ્ત્રી પર થયેલો બળાત્કાર પોતાની નબળાઈ કે નામર્દાઈના કારણે થયો છે તેમ ન સ્વીકારતાં, તેણીનું નસીબ એવું હશે એટલે આવું થયું. હવે આવી અશુદ્ધ સ્ત્રી સ્વીકારાય નહીં. પછી તે સ્ત્રી નિરાધાર થઈ જતી. ન પતિ સ્વીકારતો ન પિતા ! આથી વધારે નિર્દયતા અને બુદ્ધિનું દેવાળું કયાં હોય તે સમજી શકાતું નથી. " જાય ત્યારે બધું જ જાય " વિપત્તિકાળ આવવાનો હોય ત્યારે બુધ્ધિશાળી માણસોની બુધ્ધિ પણ ભ્રષ્ટ થઈ જાય છે. તેનો એક સરસ શ્લોક સંસ્કૃતમાં છે–

**असम्भव हेममृगस्य जन्म तथापि रामो लुलुभे मृगाय ।**

**प्रायः समापन्न विपत्तिकाले धियऽपि पुंसा मलिनी भवन्ति ॥**

સોનાના મૃગનો જન્મ હોવો જ અશકય છે તો પણ રામ સુવર્ણમૃગ વડે લલચાયા, ખરેખર વિપત્તિકાળ આવવાનો હોય ત્યારે બુદ્ધિશાળી માણસોની બુદ્ધિ પણ મલીન થઈ જાય છે.

આથી આગળ વંશપરંપરાથી ગુરુગાદી અને બ્રહ્મત્વ કાયમ રહેવાથી ઘણા અનર્થો થયા. બ્રાહ્મણોએ અને ગુરુઓએ યોગ્યતા ગુમાવી સ્વાર્થી વલણ વિકસાવ્યું. પુરાણ,જયોતિષ, કથા, પારાયણ, વ્રતો જેવી સઘળી બાબતો ટીકાપાત્ર બની. બુદ્ધે સમાજને આરોપિત કરેલી પલાયનવૃત્તિ દૂર કરવા જબરજસ્ત પ્રયત્નો કરવા પડેલા. આ પ્રતિક્રિયા વખતે કેટલીક અનિચ્છનીય બાબતો સ્વીકારવી પડેલી તે દૂર થાય તે પહેલાં પશ્રિમના ખૂણેથી ઈસ્લામનાં આક્રમણો શરૂ થઈ ગયેલાં ઈસ્લામ સાથે પણ સૂફીવાદ ધ્વારા સંકલન થયું ત્યાં ઈસ્ટ ઈન્ડિયા કંપની મારફતે ખ્રિસ્તી ધર્મ પ્રવેશ્યો. સનાતન ધર્મની માન્યતાઓ પર એક પછી એક કુઠારાઘાત થતા રહયાં. બૌદ્ધોનું છળ, ઈસ્લામની ક્રૂરતા અને ખ્રિસ્તીઓની અવગણના અસહ્ય હતી. છેવટે સત્યનો જય થયો. સંશોધન–પરિવર્તન સ્વીકાર્ય બન્યું. સ્વામી દયાનંદ સરસ્વતી, મહાત્મા ગાંધી, રાજા રામમોહન રાય, વિવેકાનંદ અને અન્ય સાધુ–પુરુષોએ ખૂબ જ પ્રયત્નો કરી હિન્દુ ધર્મને પુનઃ પ્રતિષ્ઠા આપી. ઘણા અમેરિકન, યુરોપિયન વિદ્વાનો પણ સહાયરૂપ થયા. ફરી એકવાર હિન્દુ ધર્મના દાર્શનિક વિચારોએ વિશ્વને પ્રભાવિત કર્યુ. મહાત્મા ગાંધીએ સત્ય અને અહિંસાના પ્રયોગ વડે ભારતની સ્વતંત્રતા મેળવી તે હિન્દુ ધર્મશૈલીની અનુપમ સિદ્ધિ છે.

———————

# પ્રકરણ – ૮થું……સાંપ્રત વિશ્વ

આધુનિક યુગના ઈતિહાસનાં બે પૃષ્ઠોએ સમૂળગું પરિવર્તન વૈશ્વિક સ્તરે કર્યુ, એડવર્ડ જેનરે ઈ.સ.૧૭૯૬માં કરેલી શીતળા–પ્રતિરોધક રસીથી માનવવસ્તીમાં અસહ્ય વધારો થયો. આ સમયે યુરોપમાં પુનર્રચના અને નવનિર્માણ (રેનેસાં ૧૪થી ૧૭મી સદી) નો યુગ પુરો થઈ, ૧૮મી સદીની શરૂઆતમાં ઔદ્યોગિક ક્રાંતિ શરૂ થઈ ગઈ હતી. માનવશ્રમને બદલે યંત્રોનો ઉપયોગ એક નવી સમાજ રચનાને પ્રોત્સાહિત કરી રહયો હતો. દરેક જ્ઞાન વિજ્ઞાનની એરણે તપાસવાનું શરૂ થયું. ટેકનોલોજીએ (યંત્રોના ઉપયોગે) જ્ઞાનના અને માહિતીના પ્રસારનું કામ સરળ બનાવી દીધું. દુનિયાના ઈતિહાસની કોઈ પણ ક્ષણે આટલી માનવસ્તી પૃથ્વી પર કયારેય નહોતી! અગાઉના લોકો કરતાં ટેકનોલોજીની મદદ વડે વધુમાં વધુ માણસો સુખી છે. છતાંય સુખની શોધ ચાલુ જ છે. દુઃખોએ પણ પોતાની મૂળ સ્થિતિ છોડી નથી.

એલવીન ટોફલર આને ત્રીજું મોજું કહે છે. પહેલું મોજું માણસ ખેતી કરતાં શીખ્યો તે યુગ. જેમાં માનવજાતના રખડતા ભટકતા જીવનનો અંત આવ્યો, બીજું મોજું આવ્યું એક ઔદ્યોગિક ક્રાંતિનું. છેલ્લાં ત્રણસો વર્ષો દરમ્યાન ગજબનાક પરિવર્તનો દુનિયાએ અનુભવ્યાં. વ્યકિત, શ્રમ, નાણું, સમાજ, ધર્મ, રાજકારણ, શિક્ષણ, વિજ્ઞાન વગેરે જીવનના તમામ ક્ષેત્રે આમૂલ પરિવર્તન આવ્યું. હવે ત્રીજું મોજું ઔદ્યોગિક સંસ્કૃતિથી પાર લઈ જનારું ! એક નવી સંસ્કૃતિ એક નવો આશાવાદ કહે છે ૧૯૫૫ થી ત્રીજું મોજું ઉઠી રહયું છે! કદાચ એક કલ્પના છે કે વાસ્તવિકતા તે સ્પષ્ટ થતું નથી કારણ કે, બીજા મોજાની પકડમાંથી છૂટવું કઠિન છે.

આપણે બીજા મોજા દરમ્યાન ધર્મની સ્થિતિ વિશે થોડું જાણવું રસપ્રદ થઈ પડશે. અત્યારે વિશ્વના તમામ દેશોને ઔદ્યોગિક સંસ્કૃતિ અપનાવવી પડી છે અને છેલ્લા ત્રણસો વરસમાં હજારો વર્ષોમાં ન થયાં હોય તેવા પરિવર્તન થયાં છે. છતાંય દુઃખનું સ્થાન પોતાની જગ્યાએ યથાવત છે. શું સોનાના પાત્ર વડે સત્યનું મોઢું ઢાંકી દેવાયું છે! આપણે વિશ્વની સાંપ્રત સ્થિતિમાં જે છળ વડે સત્ય વીધાયેલું છે તેનો થોડો વિચાર કરીશું.

દુનિયાની વસ્તીનો મોટો ભાગ અર્થાત બહુમતી વસ્તીનું યેન કેન પ્રકારણે બ્રેઈનવોશિંગ થઈ રહ્યું છે અને થવાનું છે. કારણ કે, આ બહુમતીને પોતાની આજીવિકા મેળવવાના પ્રયત્નોમાંથી એવું વિચારવાનો સમય જ રહેતો નથી કે "આ દુનિયા કેમ ચાલે છે" કેટલાક પોતાના વારસામાં મળેલી વિચારધારા સિવાય નવીનતા સ્વીકારવા તૈયાર નથી. વળી, કેટલાક ભાગ્યના આધારે જ સુખી–દુઃખી હોય છે. આવા બહુમતી જનસમાજનું. ધર્માધિપતિઓ, રાજકીય નિષ્ણાતો અને વ્યાપારી સંકુલોના શ્રેષ્ઠીઓ યથાશકિત બ્રેઈન વોશ કરે છે. તે યાદ રાખવા આ ત્રણ દષ્ટાંતો તેની યોગ્યતા ચકાસવા રજુ કર્યા છે.

એક તો....હિતોપ્રદેશની વાર્તાઓનો બ્રાહ્મણ એક બકરી લઈ જતો હોય છે અને ત્રણ ધુતારા રસ્તામાં મળી જાય છે. સૌ બકરીને કૂતરું કહે છે અને છેવટે બિચારો બ્રાહ્મણ બકરીને કૂતરું સમજી છોડી દે છે.....ઘણી જગ્યાએ આપણી સાચી માન્યતાઓ કે તર્કનું જડમૂળથી જ છેદન કરી નાખવામાં આવે છે. પછી તમારી મશ્કરી કરવામાં આવે છે. અને તમે દ્વિધામાં પડી જાવ છો. ત્યારે તમે ધૂર્તોની જાળમાં આબાદ ફસાઈ ગયા છો ?

બીજી વાત પણ હિતોપદેશમાંથી લીધી છે....સિંહના ચાર મિત્રો હતાં. શિયાળ, વાઘ અને કાગડો ત્રણ માંસાહારી અને એક ઉંટ શાકાહારી. મિત્ર હોવાના નાતે સિંહે ઉંટને અભયવચન આપી સાથે રાખેલો. એવામાં વર્ષાઋતુમાં એક અઠવાડિયું સતત વર્ષાને લીધે શિકારી પશુઓને શિકાર મળ્યો નહી એટલે વનરાજના ત્રણેય માંસાહારી સેવકમિત્રોએ ઉંટને મારી ભૂખ સંતોષાય એવો ઉપાય શોધી કાઢવો જોઈએ તેમ વિચાર્યુ. સિંહે ઉંટને અભયદાન આપેલું એટલે સીધી રીતે તો મારી શકાય તેમ હતું જ નહીં. આથી શિયાળે પ્રથમ વનરાજ પાસે જઈ કહયું, "મહારાજા આપને અઠવાડિયાથી ભૂખ્યા જોઈ હું આપનું દુઃખ સહન કરી શકતો નથી તેથી આપ મને મારી નાખી આપની ક્ષુધા તૃપ્ત કરો, પણ સિંહે તેના શરીરથી ભૂખ સંતોષાશે નહીં તેથી એમ કરવાની જરૂર નથી તેમ કહ્યું. શિયાળની વાત સાંભળી કાગડા અને વાઘે પણ પોતાના શરીરનો આહાર કરી રાજાને પ્રાણ બચાવવા કહ્યું, પણ વનરાજે વિવેકપૂર્વક ના પાડી! આ ઘટના નિહાળી રહેલા ઉંટે પણ સહુની માફક પોતાના શરીરના આહાર માટે સિંહને પ્રાર્થના કરી તે તરત જ વાઘે તેની કૂખ ફાડી મારી નાખ્યો.

ત્રીજી વાત લોકશાહી અને સામ્યવાદી નેતાઓ વચ્ચેની વાત છે. એક સુંદર કલ્પના છે. દુનિયાના ત્રણ મહાન રાજકીય તજજ્ઞો એક સ્થળે ભેગા થઈ ગયા. તેમની સામે પ્રશ્ન હતો. આ પ્રજાપાલનનું કામ ખરેખર બિલાડીને મરચું ખવરાવવા જેવું અઘરું છે. સામ્યવાદી ચીનના માઓને પૂછયું, "તમે બિલાડીને મરચું કેવી રીતે ખવડાવશો ?" કોમરેડ માઓનો જવાબ હતો...બિલાડીનું મોં ફાડી વેલણથી મરચું ધકેલી દેવું. પણ આ તો બળાત્કાર, જુલમ કહેવાય....આ રીત સારી ન કહેવાય,

એમ નિર્ણાયકોનું માનવું હતું. બિરાદર સ્ટેલિન તમારી પાસે કોઈ ઉપાય છે ? આ રશિયન સામ્યવાદી નેતાએ કહયું. એમાં શું ? રોટલીમાં મરચું ભેળવી તે રોટલી બિલાડીને ખવરાવી દેવાય! નિર્ણાયકોમાંથી કોઈએ કહયું કે જયારે આ વાતની ખબર પડી જાય ત્યારે દગો–વિશ્વાસઘાત ગણાય, માટે આ રીત પણ સારી ન ગણાય. તમે મિ.ચર્ચિલ લોકશાહી ઢબે બિલાડીને મરચું કેમ ખવરાવશો ? ચર્ચિલે હસતાં હસતાં કહયું, "હું બિલાડીની પૂંછડીએ મરચું લગાડી દઈશે." ત્યાં ઉતાવળે કોઈકે વાંધો લીધો. "મરચું ખવરાવવાની વાત છે, ચોપડવાની નહી." ચર્ચિલે ગંભીર થઈને કહયું, "જો ભાઈ બિલાડીની પૂંછડીએ લગાડેલ મરચું બળતરા કરશે એટલે બિલાડી આપમેળે પૂંછડી ચાટશે. પરિણામે કોઈ પણ જાતના જુલમ કે વિશ્વાસઘાત વિના સ્વેચ્છાએ બિલાડી મરચું ખાધા કરશે...

સામાન્ય માણસ રોજિંદા જીવનમાં કયારેક બ્રાહ્મણ, કયારેક ઉંટ કે કયારેક પૂંછડીએ લગાડેલું મરચું ચાટતી બિલાડી જેવો બની જતો હશે કે નહી તે ચોકકસપણે જાહેરમાં કહી શકાય નહી !

આપણે છેલ્લા ૩૦૦ વર્ષથી વિકસી રહેલ યંત્રોદ્યોગી સમાજરચના જે લગભગ વિશ્વભરમાં ફેલાઈ ચૂકી છે. તે સઘળી સમસ્યાનું મૂળ છે. લગભગ સોએક વર્ષોથી ઔદ્યોગિક સંસ્કૃતિની પોલ વિદ્વાનો છતી કરી રહયા છે, તે આનંદની વાત છે. કેટલાક વિધ્ધાનોનાં નામ લખવાં ગમશે. બર્ટ્રાન્ડ રસેલ, હેન્ની ડેવિડ થોરો, એરિક ફ્રોમ, શુમાખર, ટોફલર, ફ્રિટઝોફ કાપ્રા સૌએ પોતાના વિચારો દ્વારા ઔદ્યોગિક સંસ્કૃતિની ઉચિત ટીકા–ટિપ્પણી લોકો સમક્ષ રજૂ કરી છે. ભારતમાં મહર્ષિ દયાનન્દ સરસ્વતી, મહાત્મા ગાંધી અને આચાર્ય વિનોબા ભાવેનું મહત્વનું યોગદાન રહયું છે. રાજીવ દીક્ષિત સાંપ્રત સમયમાં આ દિશામાં સજાગ હોવાનું માની શકાય.

આમ જોઈએ તો યંત્રની શોધ માનવ–વિકાસમાં કાંઈ નવી નથી. ખેતીના કામમાં વપરાતું હળ પણ યંત્ર જ કહેવાય. યંત્ર વડે મનુષ્ય પોતાનાં કામો ચોકસાઈપૂર્વક અને ઝડપથી કરી શકે છે. તો મનુષ્ય જેમ વધારે યંત્રોનો ઉપયોગ કરે તેમ વધારે સુખેથી રહી નવરાશની પળો કુદરત માણવામાં કે આનંદપ્રમોદમાં ગાળી શકે અને સૌને આનો લાભ મળે, પરંતુ હકીકતમાં એમ થયું નહી. આખી ઔદ્યોગિક સંસ્કૃતિના કેન્દ્રસ્થાને માનવ પરોપકાર હોવો જોઈએ એના બદલે નફો ને માલિકી હકક કેન્દ્રસ્થાને આવી ગયાં.

તેના આધારે જ આખું માળખું ઉભું થયું. ધાબળા બનાવતી કંપનીનો ઉદેશ્ય તમારી ટાઢ ઉડાડવા કરતાં વધુ નફો મેળવવાનો ચોકકસપણે માની શકાય. તેવી જ રીતે એસ્કિમોને રેફ્રિજરેટર વેચનાર કે ટાલિયાને કાંસકો વેચી નાંખનાર વધુ બુધ્ધિશાળી વ્યાપારી વર્ગ ગણાયો ?

વિજ્ઞાનના સહકારથી ધાર્મિક અંધશ્રધ્ધામાં ઘણો ઘટાડો થયો. વિમાનો અને રેડિયો ટેલિવિઝને દુનિયા નાનકડી બનાવી દીધી. ભલે વિજ્ઞાનને કારણે યુધ્ધ વધારે વિનાશક બન્યું. તો તબીબી ક્ષેત્રે થયેલાં સંશોધનોએ માનવજીવન ઘણું નીરોગી અને દુઃખમુકત બનાવ્યું. અને ભૂતકાળમાં કયારેય ન હોય તેટલી માનવ સંખ્યાને વધુમાં વધુ સુખભરી સ્થિતિમાં રાખવા વિજ્ઞાન અને યંત્રો સહાયરૂપ થયાં છે તે વાત પણ એટલી જ મહત્વની છે. દુષ્કાળ,ધરતીકંપ જેવી કુદરતી આફતોમાંથી પણ ભૂતકાળ કરતાં વિજ્ઞાન અને યંત્રોની સહાય વડે વધુમાં વધુ માનવોનું દુઃખ દૂર થયું છે.

સામાજિક અને ધાર્મિક ક્ષેત્રે મનુષ્ય વૈજ્ઞાનિક સંશયવાદી બુધ્ધિ વડે વિચારણો થયો હોવાથી, તર્કહીન બાબતો પણ આધાર રાખનાર તમામ માન્યતાઓ અને રૂઢિઓ વેરવિખેર થઈ પડી છે. પૃથ્વી સૂર્યની આજુબાજુ ફરે છે એમ કહેનારને અધાર્મિક ગણી સજા કરવામાં આવતી નથી કે સૂર્યગ્રહણ બાદ સ્નાન ન કરનારને અસ્પૃશ્ય ગણવામાં આવતો નથી. વાસ્તવિક જીવનમાં દરેક જણને સજાગ થવાની તક વિજ્ઞાને અને શિક્ષણે આપી છે. સ્ત્રીઓ, દલિતો, ગુલામો, મજુરો માનવીય સ્વતંત્રતા

મેળવવામાં સફળ થયાં છે. પણ તેથી વધુ વૈજ્ઞાનિક અંધશ્રધ્ધા,સ્પર્ધા, ઉપભોકતાવાદ, બેકારી અને શોષણખોરીના ચક્રમાં આબાદ રીતે ફસાયા છે. સામ્યવાદ કે મૂડીવાદમાં સામાન્યજનો પર યંત્રવાદનો સરખો જ પ્રભાવ રહયો છે. સામ્યવાદમાં સરકારી અધિકારીનું નિષ્ઠુર શાસન મૂડીવાદમાં મૂડીપતિઓના હાથમાં જ હોય છે. તેથી ખરેખ તો યંત્રવાદ અને માનવતાવાદનો સંઘર્ષ વધારે સ્પષ્ટ થયો છે. "દેશે દેશના સર્વહારા શ્રમજીવીઓ એક થશે" એવી માન્યતા જોઈએ તે રીતે સફળ થઈ શકી નથી. તેમજ વિવિધ દેશના સમાનધર્મીઓ યંત્રવાદ અને માનવતાવાદના સંઘર્ષમાં ઝાઝું કરી શકયા નથી.

સ્પર્ધા એ માનવસ્વભાવની ઉત્કટ લાગણીઓમાંથી ઉદ્ભવે છે. સ્પર્ધાત્મક જૂથો પોતાનો સમૂહ મોટો ને મોટો કરવાનું લક્ષણ દાખવે છે. કુટુંબમાંથી જાતિ સમૂહ અને જાતિ સમૂહોના સ્થાને નાનાં રાષ્ટ્ર અને છેવટે તેમની જગ્યા આજનાં મહાકાય રાષ્ટ્રો લે છે. પોતાનું રાષ્ટ્ર અને બીજાં રાષ્ટ્રો વચ્ચે તીવ્ર સ્પર્ધાની લાગણી કેટલીક અમાનવીય વૃત્તિઓ વિકસાવવામાં સહાયભૂત બને છે. પોતાના દેશવાસીઓ પ્રત્યે બંધુભાવ અને વફાદારીની લાગણીઓ અન્ય દેશમાં રહેનાર પ્રત્યે ધિકકાર અને આક્રમકતામાં બદલાઈ જાય છે અને પોતાનો દેશ જ દુનિયામાં સૌથી વધુ સંસ્કારી અને પરોપકારી હોવાની માન્યતા સાથે દુશ્મન કે હરીફ દેશો અત્યાચારી અને અમાનવીય હોવાનું માનવું સહજ છે. આવી માન્યતાઓ જૂઠાણા પર રચાયેલી હોવાથી તે સંઘર્ષ,યુદ્ધ,પાશવતા અને વિનાશ તરફ ઢસડી જાય છે. આ કારણ વિશ્વને યુદ્ધ અને ત્રાસવાદમાંથી વર્ષો સુધી બુદ્ધિગમ્ય ચર્ચા–વિચારણા–મુત્સદ્દીગીરી વાપરવામાં આવે તો પણ મુકત કરવાનું શકય નથી.

વળી,મૂડીવાદ આવા સ્પર્ધાત્મક અને સંઘર્ષમય રાષ્ટ્રવાદની તરફેણ કરે છે. કારણ કે શ્રમજીવીઓનું ધ્યાન માનવતાવાદી અને સમાજવાદી આદર્શો તરફ વધારે પડતું ઢળવા માંડે ત્યારે સહેલાઈથી રાષ્ટ્રવાદનો જુસ્સો અન્યત્ર ખેંચી જઈ શકે છે. આ વર્ગ પરદેશીઓને તિરસ્કારવાના કામમાં રોકાયેલો રહે એટલો મૂડીવાદને ધિક્કારવામાં મોળો પડશે. યંત્રવાદ સ્વીકારનાર સમાજને વિશાળ મજૂર સમુદાય, કુશળ મજૂરો, વૈજ્ઞાનિક તજજ્ઞો મેળવવાની શકયતા રાખવી જોઈએ તેમજ આ ઔદ્યોગિક સમાજ ભવિષ્યમાં અધિકતર સંપત્તિ મેળવવા માટે આજના સંતોષને જતો કરવાની ઈચ્છા ધરાવતો હોવાથી સ્થિર અને વ્યવસ્થિત સરકારના અસ્તિત્વની અપેક્ષા રાખે છે.

યંત્રવાદની અસર પ્રણાલિકાગત કુટુંબ વ્યવસ્થા પર ચોકકસ પડી છે. યંત્ર વ્યવસ્થા સ્વીકાર્યા પહેલાં કૃષિ–ઉદ્યોગવાળી અર્થ વ્યવસ્થામાં કુટુંબના તમામ સભ્યો કામના કલાકો કે નિશ્ચિત વળતરની અપેક્ષા વિના શ્રમના સહભાગી બનતા. પરંતુ હવે સ્ત્રી પુરુષ સમોવડી બનતાં પુરુષની માફક કારખાને મજૂરીએ જવા માંડશે અને બાળકો દિવસનો મોટો ભાગ શાળામાં પસાર કરશે. આવે વખતે પતિ–પત્ની વચ્ચેની આર્થિક ગાંઠ ઢીલી પડી જશે. આ સ્થિતિ અગાઉ માણસે વિકસાવેલી લગ્નસંસ્થા પર અચૂક પડશે. સ્ત્રીઓ પોતાની સ્વતંત્રતા જાળવી રાખવા પુરુષના અનિશ્ચિત દયાભાવનો આધાર ઘટાડી નાખશે. હાલ બાળઉછેર અને વૃદ્ધત્વની થોડી ઘણી જવાબદારી નિભાવવા પૂરતી કુટુંબવ્યવસ્થા ટકી રહી છે.

યંત્રવાદ અને ધર્મ આમ તો એક સાથે ટકે તે મુશ્કેલ છે. જો કે તેના કારણ સ્પષ્ટ નથી. મૂડીવાદી માટે ધર્મ મજૂરોની બળવાખોરવૃત્તિઓ કાબુમાં રાખવા અને થોડે ઘણે અંશે હરીફોના દોષો પ્રગટ કરવા માટે અનકૂળ સ્થિતિ પેદા કરે છે. ધનિકોના દાનમાંથી ચાલતી ધર્મસંસ્થાઓના વડાઓ ધર્મ હંમેશા ધનિકોની તરફેણ કરતો રહે તે માટે સતત પ્રયત્નશીલ રહે છે. શાસકો મૂડીવાદનું પરોક્ષ અંગ છે. તેથી રાજય સાચા ધર્મ(પરોપકારનો વિકાસ અને પરપીડનનો રકાસ)ની લપેટમાં ન આવી જાય તે માટે ધર્મનિરપેક્ષ રાજય વ્યવસ્થાનો આગ્રહ રાખે છે. આના માટે ભૂતકાળમાં યુરોપમાં કેટલાંક રાજયોની સંપતિ અને સત્તામાં ખ્રિસ્તી ધર્મના વડાઓએ હિસ્સો માગેલો તે ઘટનાઓ આગળ ધરવામાં આવે છે. વાસ્તવમાં મૂડીપતિઓ અને

રાજપુરુષો વચ્ચે થયેલી અમાનવીય સાંઠગાંઠ સાથે માનવીય અને પરોપકારી વલણવાળા ધાર્મિક નિર્દેશો મૂંગા કરી દેવામાં ધર્મ નિરપેક્ષતા વધારે અનુકૂળ નીવડે છે.

ઔદ્યોગિક કામદારો પણ ધર્મની વાસ્તવિકતા બરાબર સમજી શકયાં છે. જો કે ઈશ્વર પ્રાર્થના વડે વરસાદ વરસાવશે તેવી માન્યતાઓમાં જરૂર સંશયવાદી બન્યા છે. પરંતુ એક ધાર્મિક સંપ્રદાયના સભ્ય થવાથી તે સમૂહના અન્ય સભ્યો સાથે વ્યાપારી પરોપકારિતા સહેલાઈથી મેળવી શકાય છે. ભારતીય પ્રજાએ યંત્રોદ્યોગ વ્યવસ્થા આત્મસાત કરતાં કુટુંબભાવના ગુરુ,માતા,પિતા પ્રત્યેના વલણમાં નવી પેઢીનો ફેરફાર સ્પષ્ટપણે દેખાય છે. કથાઓ,મેળાવડાઓ,ઉત્સવો (ગણેશ ચતુર્થી, નવરાત્રિ), તહેવારો,ધાર્મિક યાત્રા–પ્રવાસોમાં વ્યાપારી તત્વ ઉમેરાયું છે તેની ના પાડી શકાય નહી. તેથી અસલ ધર્મની જીવંતતા ઘટી હોવા છતાં મતોના રાજકારણ માટે ભારત પૂરતું ઉપયોગી સાબિત થયું છે.

ધર્મની જેમ ખાનગી માલિકી પણ માણસે કૃષિજીવન સ્વીકાર્યુ ત્યારથી છે. યંત્રોદ્યોગી સમાજમાં તે વિશિષ્ટ રૂપ ધારણ કરે છે. વ્યકિત કે સમૂહ માટે મૂલ્યવાન હોય તેવી કોઈ પણ ચીજ અન્ય કોઈની દખલ વિના ભોગવીને વાપરી શકાય એ પ્રકારનો અધિકાર રાજ્ય કાયદા દ્વારા સ્થાપિત કરે છે. ત્યારે ખાનગી મિલકત અસ્તિત્વમાં આવે છે. કાયદાનો આદર કરવાની ફરજ પાડી શકે તેટલું મજબૂત રાજય હોવું તે પૂર્વશરત છે. જમીન પરનો માલિકી હકક પ્રથમ પ્રકારનો માલિકી હકક ગણાય છે. જમીન પર કબજો મેળવવા તલવારનું જોર અને કબજો ટકાવી રાખવા લશ્કરની તાકાત રાજય માટે અનિવાર્ય ગણાય. રાજયને કર રૂપે સંરક્ષણનો ખર્ચ આપવાની પરોક્ષ શરતે ખેડૂતોએ જમીનની માલિકી મેળવી પરંતુ ઉદ્યોગોના વિકાસ સાથે નવા પ્રકારની મિલકતો અને કર–પ્રણાલી અસ્તિત્વમાં આવી. જેમાં રાજયની કેટલીક મિલકતો રેલવે, રસ્તા, જળાશયો વગેરે ઉદ્યોગોને અનુકૂળ વ્યવસ્થા અને મૂડી રોકાણ. ઉદ્યોગોએ પોતાના બનાવેલા માલસામાનના સંગ્રહ,વેચાણ,હેરફેરના વિશિષ્ટ માલિકી હકકો મેળવ્યા અને તે વધુ સારી રીતે ભોગવી શકાય તે માટે લોકશાહી પ્રકારની શાસનપ્રણાલિ ઉત્તમ ગણાઈ. ઔદ્યોગિક દેશોમાં બધા મોટા ઉદ્યોગોનું સંચાલન રાજયના હોય છે. રાજય લોકોને ખુશ રાખવા કે છેતરવા ધનકુબેરોનું પીઠબળ ધરાવતું હોય છે. તેથી મૂડીપતિ અને શ્રમજીવી વચ્ચે રાજય કયાંય તટસ્થ હોતું નથી. કાયદો અને વ્યવસ્થાના બહાના તળે બધું થાય છે. કાયદો તો હંમેશા સ્વભાવથી સ્થાપિત અન્યાયના પક્ષે હોય છે!

મતદારોનાં હિતો માટે ચૂંટાઈને સત્તાસ્થાને પહોંચેલો શાસક સહાનુભૂતિ અને આદર્શવાદ અપનાવવાને બદલે આપખુદ અને વ્યવહારલક્ષી બની જાય છે. જે સ્થિતિ પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રકારની લાંચરુશવતને પ્રોત્સાહન આપે છે. વળી, આ સ્થિતિ મૂડીવાદીઓને ઘણી સાનુકૂળતા ઉભી કરે છે. જરૂર પડે મૂડીવાદી ભાવોની વધઘટ કરી અંધાધૂંધી પેદા કરી શકે છે. અથવા વર્તમાનપત્રો અને જાહેર પ્રચારનાં સાધનો ઉપરના કાબુને કારણે કોઈ પણ *શાસકનું ચારિત્ર્યખંડન કરી શકે છે.

———————————————————————————————————————

*વિયેતનામ યુધ્ધમાંથી અમેરિકાને પાછું ખેંચી લેવા બદલ રોષે ભરાયેલી શસ્ત્રો બનાવતી કંપનીઓએ પત્રકારો દ્વારા વોટરગેટ કૌભાંડ ખુલ્લું પડાવી રાષ્ટ્રપ્રમુખને દોષિત ઠરાવી શકેલા. તેવી જ રીતે સ્વીડનના કોઈ રેડિયો એનાઉન્સરે બોફોર્સ કંપની અને ભારતના વડાપ્રધાનની વાતો રેડિયો પર પ્રસારિત કરેલી. દુનિયાભરનાં આવાં અસંખ્ય અવલોકનો પછી આ તારણ સાચું માનવામાં વાંધા સરખું લાગશે નહી.

———————————————————————————————————————

ઔદ્યોગિક સંસ્કૃતિના આગમન પહેલાંના યુગના વારસા તરીકે મળેલી ખાનગી મિલકતની સંસ્થા પર અલ્પસંખ્યક મૂડીપતિઓનો અંકુશ રાજકીય લોકશાહી નિરર્થક બનાવી શકે છે. અર્થાત્ રાજય પોતાની સ્વતંત્રતા ગુમાવે છે પછી વ્યકિત

સ્વાતંત્ર્ય એક સ્વપ્ન બની જાય છે. મૂડીની સામૂહિક માલિકી જ મૂડીપતિઓની પકડ ઢીલી કરાવી શકે પણ હાલ તો તે બિલાડીના ગળે ઉંદરો ઘંટ બાંધે તેવી કલ્પના લાગે છે. તેમાં છતાં આપણા દૂષિત પૂર્વગ્રહો છોડી દઈએ તો વર્ણવ્યવસ્થાને યંત્ર વ્યવસ્થા (ટેકનોલોજી) ના પરોપકારી ઉપયોગ વડે મૂડીની જરૂરિયાત ઘટાડી કે વિઘટન કરી જરૂરિયાત પૂરતાં ઉત્પાદનોની સામૂહિક માલિકી અને વિતરણ વ્યવસ્થા ગોઠવી ગ્રામ સ્વરાજની દિશામાં જવું અઘરું નથી. પોતાના પ્રદેશના કોલસા અને લોખંડની કાચી ધાતુની નિકાસ કરી ખીલા–સળિયાની વિદેશથી આયાત કરવી આત્મઘાતી વલણ છે તેમ સો વર્ષ પછી કદાચ સાબિત કરી શકાય! હમણાં તો આપણા પાંચ રૂપિયે કિલો બટેટા ખરીદી વિદેશી સહયોગથી સ્વદેશી વેફરના ૫૦ ગ્રામના પાંચ રૂપિયા સહેલાઈથી આપી શકીએ છીએ!

રાષ્ટ્રવાદનું મૂળ આપણે જુદાજુદા માનવસમૂહોની સ્પર્ધાના પરિણામ સ્વરૂપે જોયું તેથી એક જીવશાસ્ત્રીય દષ્ટિએ ફાયદો થયો. વીરતાના વારસાવાળી પ્રજા શાસક તરીકે અને સમાજ જીવનમાં વધુ સફળ નીવડી. યંત્રોદ્યોગી સમાજને વીરતાનાં લક્ષણોવાળી પ્રજાની જરૂર છે. પરંતુ તબીબી વિજ્ઞાન અને ટેકનોલોજીની સહાયથી સ્ત્રીને સંભોગ વિના વીર સંતાન પ્રાપ્ત થાય તેવી વ્યવસ્થા થઈ શકે છે. આવે વખતે વિજ્ઞાનનો પ્રયોગ માનવહિતનાં વલણો માટે કેટલો ઉપયોગી નીવડશે તે નવેસરથી વિચારવું પડશે.

રાષ્ટ્રીયતાની ભાવના આર્થિક કારણોસર વિકસે છે એમ માની શકાય નહીં. પરંતુ કોઈ પણ માનવીય ઈચ્છાની જેમ રાષ્ટ્રવાદ છે એટલે આર્થિક હેતુ માટે દુરુપયોગ કરવાનું સહેલું છે. શિક્ષણ અહીં મહત્વનો ભાગ ભજવે છે. પોતાના દેશની મહાનતા અને દુશ્મન દેશોની નબળાઈઓ વિશેની વાહિયાત વાતો બાળકોને ભણાવવામાં શિક્ષણનો ઉપયોગી હેતુ સરે છે કે નહી તેવો પ્રશ્ન પૂછી શકાય નહીં. ભારતમાં કેરળ રાજયમાં સામ્યવાદી શાસને આ પ્રયોગ વિકસાવી કેન્દ્ર સરકારને શિક્ષણ પ્રત્યે સજાગ કરેલી. તિરસ્કાર અને આક્રમકતાનું વાતાવરણ કૃત્રિમ રીતે પેદા કરવામાં આપણી શિક્ષણ વ્યવસ્થાનો પરોક્ષ હેતુ છે. ઉપરાંત યંત્રોદ્યોગી સમાજને અનુકૂળ સમયબદ્ધતા,શિસ્ત અને ચાતુર્ય વિકસાવવાનાં હોય છે.

દુનિયાના તમામ દેશોએ જયારે ઔદ્યોગિક સંસ્કૃતિ એક યા બીજા સ્વરૂપે સ્વીકારી લીધી છે ત્યારે દુનિયાની પ્રાકૃતિક સંપત્તિનો પણ અસાધારણ દુર્વ્યય ભાવિ પેઢીને ચોકક્સ અસર કરવાનો જ છે. પેટ્રોલિયમ પેદાશો આનું સારું ઉદાહરણ છે. તેલના કૂવાઓ ચોકકસપણે ખાલી તો થવાના જ છે. કોલસા અને લોખંડમાં તંગીની શરૂઆત જોઈ શકાય છે. જંગલોનો નાશ તેના દેખીતા નફા કરતાં વધુ નુકશાન કરે છે, તે પણ સ્પષ્ટ થઈ ગયું છે. આ ઉપરાંત જળ,વાયુ, અને જમીનના પ્રદૂષણ ફેલાવતા ઉદ્યોગો પ્રાકૃતિક સંપત્તિનો વિનાશ પરોક્ષ રીતે કરે જ છે. આણ્વિક કચરાના નિકાલનો સર્વસ્વીકૃત સલામત ઉપાય હજુ સુધી વિજ્ઞાન શોધી શક્યું નથી. વર્તમાન પેઢીની સુખની વિપુલતા,પ્રાકૃતિક સંપત્તિના વિનાશના ભોગે ય જો સ્વીકારીશું તો હવે પછીની પેઢી ગરીબાઈ અને ત્રીજી પેઢીને ભૂખમરો અને રોગગ્રસ્ત જીવન ગુજારવાનું કદાચ વધુ શકય બનશે. વિશ્વ સરકારની કલ્પના વડે ઘડીભર આનો સરળ ઉકેલ દખાય છે. જેમાં પ્રથમ યુદ્ધનો ભય નામશેષ થઈ જાય છે. દુનિયાનાં દરેક રાષ્ટ્રો, વૈશ્વિક શિક્ષણ, વૈશ્વિક નાણું સ્વીકારે અને પાસપોર્ટ વીસા પદ્ધતિ નાબૂદ કરી માનવ સમૂહની જરૂરિયાત પૂરતું ઉત્પાદન થવા દઈ સુખી થઈ શકે. નાણું છેલ્લા કેટલાક સૈકાઓથી વ્યવહારમાં આવ્યું છે. તે અગાઉ જૂના જમાનામાં ચીજ–વસ્તુઓની આપ–લેથી વ્યવહાર ચાલતો. જે હાલના સંજોગોમાં જરાય શકય નથી. નાણાંની ઉપયોગિતા નકારી શકાય નહીં. પણ આ સાધનને બરાબર સમજવું અને અંકુશમાં રાખવું અઘરૂં છે. વળી, <u>નાણું વાપરવાથી કે સંગ્રહ કરવાથી કેવાં પરિણામો આવશે તે બાબત ખૂબ જ અસ્પષ્ટ,ગૂંચવાડાભરી અને કંટાળાજનક છે, આથી જેટલી અસ્પષ્ટતાઓ છે તેટલો</u>

નાણાંનો દુરૂપયોગ સહેલો બને છે. અંકુશ મુશ્કેલ બનાવે છે. સામાજિક સમસ્યાઓથી લઈ યુદ્ધનીસમયસ્યાઓ ઉભી થતાં વાર લાગતી નથી.

વૈશ્વક સ્તરે અમેરિકન ડોલરનું આંતરરાષ્ટ્રીય નાણા તરીકે વર્ચસ્વ છે. પરંતુ કેટલાંક વર્ષોથી યુરોપિયન રાષ્ટ્રના સમૂહો દ્વારા પ્રચલિત યુરો–ડોલરની નાણા વ્યવસ્થા અમેરિકા માટે ગંભીર પડકારરૂપ બની રહે અને છેલ્લા ઉપાય તરીકે યુદ્ધનો પ્રયોગ થાય તે શકયતા નકારી શકાય તેવી નથી. જો કે આપણે નાણાંના ઉપયોગથી થતા અસ્પષ્ટ પ્રભાવોની કલ્પના માત્ર કરીએ છીએ. ઔદ્યોગિક સંસ્કૃતિમાં મલ્ટીનેશનલો કે ધનકુબેરો જે રીતે એક દેશમાંથી નફો રળી અન્ય દેશમાં ખેંચી જઈ સ્થાનિક દેશમાં ગરીબાઈ અને બેકારી ઉભી કરે છે તે અર્થમાં આંતરાષ્ટ્રીય નાણાકીય વ્યવહારોનું મહત્વ જરાય ઓછું નથી. એ વાતનો સ્વીકાર કરાવવા પૂરતું જ છે. સ્થાનિક પ્રદેશના લોકો નાણાંનો ઉપયોગ શકય તેટલો ઘટાડી વસ્તુ અને શ્રમના વિનિમય વડે, પરાવલંબન શકય તેટલું ટાળીને જીવનવ્યવહાર ચલાવે ત્યારે યુદ્ધની સ્થિતિ સિવાય "નાણા" પર ચોકકસ અંકુશ મેળવી શકે.

યંત્રોદ્યોગી સમાજનો સામાન્ય માણસ વધુ ને વધુ નમ્ર, શિસ્તને માનવાવાળો,નિર્માલ્ય, આક્રમકવૃત્તિ વિનાનો, અહિંસક અને સહનશીલ થતો જશે, પોતાની આજીવિકા સિવાય અન્યનાં હિતો માટે વિચારવાનો તેને બહુ સમય નહીં રહે અથવા આવા વિચારો કરવાને બદલે મનોરંજન માણવાનો પ્રયત્ન કરશે અથવા વધુ કમાણી શોધવા પોતે ખરીદેલા શેરની કંપનીઓની પ્રગતિના પરિબળોનો અભ્યાસ કરતો હશે. તેમ છતાં હાલની વિકટ સ્થિતિમાંથી માનવજાત અને પૃથ્વીને બચાવી લેવા માનવ જ ઈશ્વરનું શ્રેષ્ઠ સર્જન છે તેવું સાબિત કરતાં શીખવું પડશે.

અગાઉ સમાજવાદના ઉત્કર્ષથી ગુલામી અને મજૂરોની ગરીબાઈ, ગદ્ધાવૈતરું, શોષણ પર મૂડીવાદીઓ ખૂબ સાવચેત થઈ ગયા છે તે વાત ચોકકસપણે સ્વીકારવી પડશે. વળી, સમાજવાદમાં પણ મૂડીવાદની પેઠે યંત્રોદ્યોગ વ્યવસ્થા અપનાવી નફો રળવાના પ્રયત્ન થતા હોય છે. આ નફો મૂડીવાદમાં અંગત હિતોના ઉપયોગ માટે ખાનગી સંપત્તિ બની રહે છે. જયારે સમાજવાદમાં રાજયના સામૂહિક હિત માટે રાજયની તિજોરીમાં જમા થવાનો હોય છે. સામ્યવાદી રશિયા આ બાબતમાં કેમ નિષ્ફળ ગયું તેનાં કારણો અકળ છે. સારી એવી આવક ધરાવનાર મજૂર નેતાઓ એક મૂડીપતિ જેટલી જ સુખ–સાહ્યબી ભોગવતા ધીમે ધીમે મૂડીવાદ તરફ ઢળી ગયા હોવાનું માની શકાય. નહી માર્કસ તેની આગાહીઓ કરવામાં નિષ્ફળ રહયો તેમ પણ કહી શકાય.

મૂડીપતિઓની સ્પર્ધાને કારણે જાહેરખબરની કળા સંપૂર્ણ વિકસી છે અને તેને કારણે અતાર્કિક કે વાહિયાત વિધાનોમાંય શ્રધ્ધા પ્રેરવાની નવી શકિત માણસોને મળી છે. આથી મૂડીપતિના હિતમાં હોય તેવા વિચાર પ્રજાને સ્વીકારવામાં મૂડીપતિના સહાયક શાસકો આવી જ શૈલીનો ઉપયોગ કરે છે.

જો કોઈ દેશ સામ્યવાદ સ્વીકારે તો મૂડીવાદની પુનઃ સ્થાપના થાય ત્યાં સુધી શકય હોય ત્યાં સુધી નાગરિકોને ભૂખે મારવામાં કે બળાત્કાર, ખૂન, લૂંટફાટ કરી શકે તેવાં લશ્કરી ધાડાં મોકલી આગ લગાડશે તો પણ અજુગતું નથી બન્યું એમ કહી શકાશે. કારણ કે સમાજવાદનું પહેલું ચરણ ખાનગી મિલકત વગર વળતરે જપ્ત કરવાનું છે. જેનો મૂડીવાદીઓએ કટ્ટરતાથી સામનો કરવો પડશે. આથી એક વાત સ્પષ્ટ છે કે જયાં સુધી ખાનગી મિલકતની પવિત્રતા સ્વીકારીને આપણે ચાલવાનું છે, ત્યાં સુધી મૂડીવાદના અન્યાયો સહન કરવાની આપણી તૈયારી છે, તે આપોઆપ માની જ લેવાનું છે. ખાનગી માલિકીની વાત નવી નથી પણ પરંપરાગત છે તેથી જ તો " તું ચોરી કરીશ નહી" એવા ઈશ્વરીય કે ધાર્મિક આદેશો ઉપરાંત શાસકીય કાયદા ખાનગી માલિકીપણામાં અતૂટ અને આંધળી શ્રદ્ધા ધરાવે છે.

સમાજમાં વ્યાપક સુધારાની સારી અસર પ્રાપ્ત કરવા કેળવણી જ પ્રથમ દ્રષ્ટિએ મુખ્ય છે. પરંતુ વર્તમાન શિક્ષણપ્રણાલિ ઔદ્યોગિક સંસ્કૃતિને અનુકૂળ એવા પૂર્વગ્રહોથી પીડિત છે. એટલે આપણે જયાં સુધી યંત્રોદ્યોગી અર્થવ્યવસ્થા બદલી ન શકીએ ત્યાં સુધી સ્પર્ધાત્મક અને બળજબરીથી લદાતા યાંત્રિક અભિગમવાળી શિક્ષણ વ્યવસ્થા નિવારી શકાય તેમ નથી. નિયમિતતા અને સમયપાલન યંત્રોદ્યોગને અનુકૂળ એવો પહેલો પાઠ શાળાએ જતાં બાળકોએ રૂઢ કરવાનો હોય છે. સત્તાને તાબે થઈ જવાની વૃત્તિ પેદા કરી ઉપલી કક્ષાના માણસો તરફ આદર કેળવવો ઉચ્ચ કેળવણીનું ધ્યેય છે. ભારત જેવા દેશમાં કોમવાદી હિંસા અટકે તે હેતુથી સ્વ–રક્ષણ માટે ઉપયોગી વ્યાયામ–લાઠીદાવ, મલ્લકુસ્તી શીખવવાને બદલે અહિંસક રમતો ઉંચા કૂદકા, લાંબા કૂદકા કે ક્રિકેટ જેવી રમતો શીખવવા પર ભાર મૂકાય છે. વર્તમાન સામાજિક વ્યવસ્થા સાથે સહમત ન હોય તેવા શિક્ષકો કરતાં પોતાના બુદ્ધિગમ્ય કે ભાવનાશાળી વિચારો મનમાં ને મનમાં ઢબુરી દેનાર શિક્ષકો વધુ સફળ શિક્ષક ગણાતા હોય છે. વિદ્યાર્થીઓને સારા નાગરિક બનાવવા કે સારા મનુષ્ય, બંને સરખી બાબત હોવા છતાં યાંત્રિક દષ્ટિકોણ સારા માણસને સારા નાગરિક ઘડવાનો આગ્રહ રાખશે. જે માત્ર માનવ કરતાં પોતાના દેશના બાંધવોને શ્રેષ્ઠ ગણશે. કેટલીક સાચી હકીકતો છુપાવવામાં આવશે, તેમાં ખાસ કરી ઈતિહાસ શીખવવામાં વપરાતાં અસત્યો વધારે સ્પષ્ટ ઉપસી આવે છે. મા–બાપના અભિપ્રાય કે મત તો મોટે ભાગે પ્રતિષ્ઠિત આજીવિકા મેળવવા માટે જે કાંઈ આવશ્યક હોય તેવું પોતાનાં બાળકોને ભણાવાય તે સિવાય ખાસ હોતો નથી અને જો પોતે ધાર્મિક હોય તો થોડું ધર્મનું જ્ઞાન બાળકોને મળે એમ ઈચ્છે છે અને સ્પર્ધામાં સદાય યેન કેન પ્રકારેણ આગળ રહે તે મહત્વનું સમજે છે. જીવનનું સાચું ધ્યેય બહારનાં દબાણો દ્વારા નકકી થવા દેવું પડે તેવી સ્થિતિ ઘણી વખત સર્જાય છે.

યંત્રોદ્યોગી સમાજમાં તબીબી ક્ષેત્રે જે યંત્રવાદ વિકસાવ્યો છે તે યંત્રોદ્યોગી સંસ્કૃતિનું તેજોમય પ્રતિબિંબ છે. આમ જુઓ તો પૃથ્વી પર વસતી અન્ય જીવસૃષ્ટિમાં મનુષ્ય સિવાયની કોઈ પણ જાતિમાં વૈદ્ય (તબીબ Physician) ની વ્યવસ્થા નથી. પણ મનુષ્યે પ્રાચીન સમયથી પોતાને મળેલી વિશિષ્ટ બુદ્ધિશકિતના લીધે રોગના નિદાન અને ચિકિત્સા પદ્ધતિ વિકસાવ્યાં. તેમાંથી ઘરવૈદું કરવાની શૈલી અને નિષ્ણાંત તબીબ–વૈદ્યની વ્યવસ્થા પણ વિકસી. યંત્રોદ્યોગી સમાજમાં વિજ્ઞાન અને ટેકનોલોજીની સહાયથી સ્વાસ્થ્ય, રોગ અને ઉપચાર પદ્ધતિમાં મોટા ફેરફારો થયા. ઔદ્યોગિક ક્રાન્તિનાં થોડાં વર્ષો બાદ જ એડવર્ડ જેનરે શીતળાની રસી શોધી બાળ–મરણનું પ્રમાણ વૈશ્વિક સ્તરે ઘટાડી દીધું અને દુનિયાની વસ્તીનો વધારો શરૂ થયો. વિજ્ઞાને કુદરતી કુટુંબનિયોજનની વ્યવસ્થા પર પ્રથમ વાર કાબુ મેળવ્યો.પછી તો પાશ્ચરે રોગ અને બેકટેરિયા વચ્ચેનો સંબંધ પુરવાર કરી બતાવ્યો અને બેકટેરિયાનો નાશ કરનારી એન્ટી બાયોટિક દવાઓ શોધાઈ. શલ્ય ચિકિત્સા–પદ્ધતિમાં પણ ખૂબ જ સફળ સંશોધનો થયાં. ૧૯૫૦ સુધીમાં તો ચેપીરોગોની વિવિધ પ્રકારની રસી, એન્ટી બાયોટિક દવાઓ, એન્ટીસેપ્ટિક, એનેસ્થેસિયા, ટ્રાન્કવીલાઈઝર્સ, હોર્મોન્સ, ઈન્સ્યુલિન, વિટામિન્સ, ગર્ભનિરોધક દવાઓ, બ્લડગ્રુપ વગેરે આવિષ્કારોએ અદભુત સિદ્ધિઓ હાંસલ કરાવી આપી. રોગગ્રસ્ત અંગો બદલવાની વ્યવસ્થા થઈ શકી. શરીરને એક યંત્ર માની યંત્રોદ્યોગી વ્યવસ્થાને અનુરૂપ તબીબી ક્ષેત્રે પ્રચંડ વિકાસ થયો છતાં લોકોનું સ્વાસ્થ્ય અગાઉ કરતાં નોંધપાત્ર રીતે સારૂ થયું છે ખરુ ? એ પ્રશ્નનો ઉત્તર અસ્પષ્ટ છે. જીવન ભલે લાબું થયું પણ તેની ગુણવત્તા ઘટી છે. નીરોગી રહેવાના સંજોગો ઘટતા ગયા છે અને નવા રોગને પ્રોત્સાહન મળે તેવા સંજોગો ઉભા થયા છે. હૃદયરોગ, કેન્સર, ડાયાબિટીસનું પ્રમાણ ખૂબ વધ્યું છે. તમાકુ, દારૂ,નશીલી દવાઓ, અકસ્માતો, આપઘાત અને હિંસક ગુનાખોરીને લીધે જીવન જોખમાય છે. આરોગ્યને જીવનશૈલી સાથે અચૂક સંબંધ છે તે વાત ભુલાઈ છે. નાની નાની વાતમાં દર્દી આત્મનિર્ભર બનવાને બદલે ડોકટર પાસે દોડી જાય છે. સિત્તેર ટકા દર્દીઓ સામાન્ય તકલીફ કે ટૂંકા ગાળાની બીમારીથી પીડાતા હોય છે જે ઘણીવાર આપમેળે મટી જાય તેવી પણ હોય છે.

જયારે કેટલાક રોગો ઉશ્કેરવામાં નોકરીની કે અન્ય માનસિક તાણભરી સ્થિતિ ભાગ ભજવે છે. તેય ચોકકસપણે નકકી થઈ શકતું નથી. ડોકટરી શિક્ષણમાં, દર્દીની માનસિક અને સામાજિક સ્થિતિ, સ્વભાવ, પ્રદૂષણ, ઔદ્યોગિક સંકુલો નજીક રહેઠાણો, હવા પાણીની સ્થિતિના અભ્યાસ પછી દવા નકકી કરવાનું શાસ્ત્ર ઉમેરવું જોઈએ.

કહેવાતી જીવનરક્ષક આધુનિક દવાઓ અને તબીબી સહાયક યંત્રોના વેચાણનું મોટું કૌભાંડ દુનિયા પર ચાલી રહયું છે અને એક પ્રકારની વૈજ્ઞાનિક અંધશ્રદ્ધા દર્દી અને ડોકટરોમાં ફેલાવવામાં મહદ અંશે સફળ રહયું છે. જેમાં ખાસ કરી એઈડસનાં અને કેન્સરનાં સંશોધનો મુખ્ય છે. બાયપાસ સર્જરી, એન્જિયોપ્લાસ્ટી પ્રયોગશાળામાં મળેલ અસત્યોને સત્ય ઠરાવવાનો પ્રયત્ન છે. તેવી જ રીતે દવા બનાવવા અને વેચવાનો ઉદ્યોગ એક અનોખો ધંધો છે જેમાં શોષણ કરવાની અને છેતરવાની પ્રવૃત્તિને પરોપકારવૃત્તિમાં ખપાવાય છે.

તબીબી શાસ્ત્ર અને દવાની બનાવટોનાં સંશોધનો માટે લાખો વાનરો, દેડકાં,સસલાં અને અન્ય પશુઓનો પ્રયોગશાળામાં કચ્ચરઘાણ બોલાવી દેવાય છે.

"તબીબી ક્ષેત્રે હિંસા" નામનું પુસ્તક ડો.મનુ કોઠારી અને ડો.લોપા મહેતાએ લખ્યું છે, તે ઘણું કહી જાય છે.આ બંને ડોકટર લેખકોએ કેન્સર, હૃદયરોગ, ટ્રાન્સપ્લાન્ટ, બાયપાસ, જન્મ, જરા, મૃત્યુ,દેહદાન, કલોનિંગ,જનીનશાસ્ત્રનાં વાસ્તવિક સત્યો પ્રગટ કર્યા છે અને તેઓ મુંબઈનાં તબીબી મહાવિદ્યાલય સાથે સંકળાયેલાં હોઈ વાસ્તવિકતાનું એકદમ નજીકથી અવલોકન કર્યુ છે. વળી, તેઓ પાસે સત્ય પ્રગટ કરવાની ઈશ્વરદત્ત પ્રેરણા હોવાથી આપણને તેનો લાભ મળ્યો છે.

આધુનિક તબીબીશાસ્ત્ર, દવાઓનું ઉત્પાદન અને વેચાણ, હોસ્પિટલો, રોગો સરકાર અને મલ્ટીનેશનલોના વ્યવહારો વિશે અલગથી પુસ્તક લખવું પડે તેવી દયાહીન, માનવતાહીન ધૃણાસ્પદ પરિસ્થિતિ છેલ્લાં ૫૦ વર્ષોમાં યંત્રોદ્યોગી અર્થવ્યવસ્થાવાળી સંસ્કૃતિએ પેદા કરી છે જે સર્વથા નફો રળવાના ઉદેશ્યવાળી અને માનવીય પરોપકારના અંચળા નીચે તમામ પ્રકારના દુરાચરણ પ્રસરાવનારી ન હોવાનું માની શકાતું નથી.

રાસાયણિક ખાતરના ઉપયોગ અને વિવિધ પ્રકારના જંતુનાશકોના ઉપયોગ સાથે આધુનિક કૃષિ ઉદ્યોગે મહત્તમ પ્રદૂષણ ફેલાવ્યું છે અને કુદરતી સમતુલાને ભારે નુકશાન કર્યુ છે. આધુનિક કૃષિ ઉદ્યોગ અત્યંત ખર્ચાળ બની ગયો છે. નાનો ખેડૂત દેવાદાર કે મજૂર બની જાય તેવી પરિસ્થિતિ છે. અનાજનું ઉત્પાદન વધવા છતાં ય વધુ લોકો ભૂખ્યા છે. રસાયણો અને જંતુનાશકોના ઉપયોગ વડે ઉત્પન્ન થયેલાં અનાજ અને ફળો મનુષ્ય સ્વાસ્થ્યને ચોકકસ નુકશાન પહોંચાડે છે. સમુદ્રમાંથી મળતી માછલીઓના શરીરમાંથી પારો, ડીડીટી અને સીસા જેવા ઝેરી પદાર્થો મળી આવે છે, જે આખરે માનવશરીરમાં પહોંચે છે.

કુદરતી સંપત્તિનો બેફામ દુરુપયોગ છેલ્લાં ૩૦૦ વર્ષો દરમ્યાન કરવામાં આવ્યો છે. તેટલો અગાઉનાં હજારો વર્ષો દરમ્યાન પણ થયો નથી. ભાવિ પેઢીનો કે સૃષ્ટિચક્રનો જરાય ખ્યાલ રાખ્યા સિવાય ખાણો ખોદાય તેટલી ખોદી નાખી છે, જંગલો કપાય તેટલાં કાપી નાંખ્યા છે, તેલના કૂવા ઉલેચાય એટલા ઉલેચી લેવાય છે. વિકાસની આંધળી દોટમાં બધી મર્યાદાઓ લોપાઈ ગઈ છે.

અણુ ટેકનોલોજીનાં પ્રદૂષણો અને કિરણોત્સર્ગીય ઝેરી અસરો હજારો વર્ષો સુધી લંબાય છે. તેનું એક જુદું જ શાસ્ત્ર છે. આપણે અણુ કચરાના સલામત નિકાલની પદ્ધતિ હજુ શોધી શકયા નથી. આવો વિકાસ અનૈતિક, અમાનવીય અને આત્મઘાતક જ કહેવાય.

આ ભૌતિકવાદી યંત્રોદ્યોગી અર્થવ્યવસ્થા માનવસમાજના કલ્યાણ માટે કોઈ પણ સ્થળે વિઘાતક છે. મુઠ્ઠીભર મૂડીપતિઓના સ્વાર્થ, લોભ અને વધુને વધુ મેળવવાની ઈચ્છાપૂર્તિ માટે આમ ચલાવી લેવાય છે અને કોઈ પણ પ્રકારની

શાસનપ્રણાલિ સમાજવાદ કે લોકશાહી આ અર્થવ્યવસ્થાને તમામ પ્રકારે સાનુકૂળ છે. તેથી આપણને લગભગ ખાતરી થઈ ચૂકી છે કે બહુજન સમાજની સ્થિતિ અત્યંત વિકટ છે. પાપ અને ભ્રષ્ટાચારની ગર્તામાં લઈ જતાં પરિબળો પણ સ્પષ્ટ જ છે, નૈતિક શિથિલતા, અકરાંતિયો ઉપભોકતાવાદ, નિરંકુશ મિજાજ, સ્વકેન્દ્રી અને હઠાગ્રહી વ્યકિતવાદ, હિંસા, જીવન તથા પ્રાકૃતિક સંપત્તિ પ્રત્યે અનાદર, જાતિય વૃત્તિઓનું શોષણ, વિજ્ઞાપન દ્વારા ભ્રષ્ટ થતી ભાષા, ધર્મનું વ્યાપારીકરણ, વૈજ્ઞાનિક અંધશ્રદ્ધાનો પ્રસાર, જાતજાતનાં વશીકરણોથી વાસ્તવિકતા પર પરદો, બ્રેઈન વોશિંગના પ્રયોગો, જાહેરજીવનમાં માણસોની ખરીદી અને દોરી સંચાર, અપ્રામાણિકતા અને દંભ, બૌદ્ધિક સત્યનિષ્ઠાનો અભાવ, મૈત્રી–સગપણ–વફાદારીનાં સામાજિક તત્વોનો દ્રોહ, આ બધાં સુખી સમાજ માટે બીનજરૂરી પરિબળોનો વિકાસ છેલ્લાં ૩૦૦ વર્ષો દરમ્યાન થયો છે, તે નકારી શકાય નહીં. એવે વખતે ઈશ્વર અને ધર્મ નિઃસહાય થયા હોય તેવું લાગે છે. તેથી આજના જગતમાં સ્થાનિક કક્ષાએ જરૂર પૂરતાં ઉત્પાદનો મેળવી સાદગીપૂર્ણ જીવનશૈલી અપનાવવાના પ્રયોગો થાય તેવી શ્રદ્ધા રાખીએ. પરંતુ લોકો આવું સ્વીકારશે ?..... જો જવાબ "હા" હશે તો આપણે છેતરાતા હોવાનો ભાસ થશે, જો "ના" હશે તો નિરાશા !

જગત જે રીતે વિકટ પરિસ્થિતિમાંથી પસાર થઈ રહયું છે તેમાં પાંચ પરિબળો મુખ્ય છે અને અરસપરસ ગાઢ રીતે સંકળાયેલાં છે. જેમાં પ્રથમ છે, અમર્યાદ વસ્તીવધારો, ઉદ્યોગોનો વિકાસ, પ્રદૂષણ, ખોરાકનું ઉત્પાદન અને ફરી મેળવી ન શકાય તેવી કુદરતી સંપત્તિનો વપરાશ કે વિનાશ. આ પાંચે પરિબળોમાંથી એકયને જુદું પાડી શકાય નહી કારણ કે વસ્તી વધે એટલે ખોરાકનું ઉત્પાદન વધારવું પડે. ખોરાકનું ઉત્પાદન વધારવા ટેકનોલોજી, રસાયણો અને જંતુનાશકો વાપરવાં પડે. આથી, ઔદ્યોગિક વિકાસ સતત ચાલુ રાખવો પડે. જેનાથી પ્રદૂષણ ફેલાય અને કુદરતી સંપત્તિઓનો વિનાશ થાય. તેથી વળી મોંઘવારી વધે અને પ્રદૂષણ લોકોના સ્વાસ્થ્ય પર અસર કરે એટલે વળી આરોગ્ય સેવાઓનો વિકાસ કરવો પડે. આમ, વિષચક્ર ચાલુ જ રહે. કેટલાક એમ માનવા ખાતર માની શકે કે વિજ્ઞાન અને ટેકનોલોજી આમાં વધુ સહાયરૂપ થઈ વ્યાજબી માર્ગ કાઢી શકે, પણ ઘણી વસ્તુ જે બસો વર્ષ પહેલાં શકય હતી તે આજે ભયજનક બની રહે તેમ છે. દા.ત.અગાઉ અણુકચરોહતો જ નહી તેથી અણુ–ઉર્જા સસ્તી લાગતી. હવે અણુકચરાની સમસ્યા માથાના દુઃખાવા સમાન છે ત્યારે અણુઉર્જા વધારે જોખમકારક બની ગઈ છે. સમુદ્ર પણ પ્રદૂષણની અસર નીચે અગાઉ નહોતો એટલો અત્યારે છે. આથી યુદ્ધો નિવારી, સાદગીપૂર્ણ જીવનશૈલી અપનાવવા સિવાયના અન્ય માર્ગો વધુ ગૂંચવાડાભર્યા બને તો નવાઈ નથી. છતાં આજની અર્થવ્યવસ્થા વિશ્વસ્તરે બદલાવવી જરૂરી છે અને તે માટે પૂરતાં અને વાજબી કારણો છે. જીવન–દર્શનને અનુકૂળ એક નવી આર્થિક વ્યવસ્થા ઉભી કરવી પડશે, જેનું સ્વરૂપ માનવીય હોય અને વિજ્ઞાન અને આધ્યાત્મનો સમન્વય થયો હોય. આથી જ શ્રીમદ્ ભગવદ્ગીતા સર્વે ભૂત હિત રતાઃ (૧૨–૪) થવાનું કહે છે. અર્થાત સજીવ અને નિર્જીવ સૃષ્ટિ તરફ સમાનતા રાખવા માટે નિર્દેશ છે. જડ દ્રવ્યો પણ ગતિશીલ છે, તેમાં ઉર્જા છે. પથ્થર કે ધાતુના ટુકડામાં ય સૂક્ષ્મ ક્રિયાઓ, અણુ પરમાણુની ગતિ સતત રીતે ચાલ્યા કરતી હોય છે. આપણો માનવદેહ અને સજીવોના દેહ પંચમહાભૂત જડ–તત્વોના જ બનેલા છે. આધ્યાત્મિક રીતે તેના એકમ છે સત્વ, રજસ, તમસ, જે સૂક્ષ્મ પ્રકૃતિના ગુણો છે. માનવ સ્વભાવ તેના શરીરના બંધારણમાં રહેલા સત્વ, રજસ, તમસના પ્રભાવને આધીન છે. આથી, જડ અને ચેતન સાથે તાલ મેળવી શકે એવું એક વિશ્વદર્શન સ્વીકારવું જોઈએ.

卐

## પ્રકરણ – ૯મું.......મધ્યમ માર્ગ

જગતની વિકટ પરિસ્થિતિ માટે આપણે નિષ્ણાન્તોનાં સંશોધનોને આધારે પાંચ પરિબળોની અરસપરસની આંતરપ્રક્રિયા નોંધી છે. તે છે વસ્તી, ખોરાકનું ઉત્પાદન, ઔદ્યોગીકરણ, પ્રદૂષણ અને કુદરતી સંપત્તિ જે રિસાઈકલ નથી થઈ શકતી તેની વપરાશ. આમાંથી કોઈ એક કે બે પરિબળો મુખ્ય છે એમ ન ગણતાં પાંચેય અરસપરસ સંકળાયેલા છે તેમ માનવું પડશે.

આજે માત્ર ભારતની વસ્તી એક અબજ કરતાંય વધારે છે. ઈ.સ.૧૯૪૭માં ભારત સ્વતંત્ર થયું ત્યારે ૩૩ કરોડની વસ્તી હતી. એક તારણ છે, વસ્તી દર ૩૫ વર્ષે બમણી થાય છે. વસ્તીવધારાનું એક કારણ હું શીતળાની રસીની શોધ ગણું છું. ઈ.સ.૧૭૯૬માં શીતળાની રસીની શોધ એડવર્ડ જેનર નામના વૈજ્ઞાનિકે કરી ત્યાર પછી વૈજ્ઞાનિક સંશોધનોને દિશા મળી ગઈ. પ્લેગ, મેલેરિયા જેવા રોગો પર કાબુ મેળવાયો. વિશ્વમાંથી શીતળાનો રોગ તો તદ્દન નાબૂદ થયો અને વસ્તીવધારાએ પછી કયારેય પાછું વાળી જોયું નથી. કુદરતી કુટુંબનિયોજન પર વિજ્ઞાનનો વિજય સિદ્ધ થયો છે. હવે માણસ પોતાની જાતને બુદ્ધિશાળી ગણતો હોય તો દંપતિદીઠ બેથી વધારે બાળકો રાખવાં જોએ નહી. વસ્તી નિયંત્રણની સમતુલા જાળવી રાખવી જોઈએ. તે માટે કુટુંબનિયોજન અંગેના રૂઢિગત અને ધાર્મિક બન્ધનો હળવાં કરવાં જોઈએ. શાસને પણ ખાસ ઝુંબેશ ચાલુ રાખવી જોઈએ.

આપણે પૃથ્વી પર જ રહેવાનું છે. પૃથ્વીને વધુ લાંબીપહોળી કરી વિસ્તારી શકાય તેમ છે નહી અને નજીકના ગ્રહો પર કે અવકાશી મથકો ગોઠવી હાલના તબકકે માનવ–વસાહતો રાખી શકાય તેમ પણ નથી. આથી પૃથ્વી પર રહેવા માટે અમર્યાદ વસ્તીવૃદ્ધિ પર નિયંત્રણ જરૂરી છે. વળી, પૃથ્વીની અન્ન ઉત્પાદન ક્ષમતા પણ મર્યાદિત છે. વિજ્ઞાન અને ટેકનોલોજીની સહાય વડે આપણે અન્ન ઉત્પાદન વધારી શકીએ પણ તેની આડ–અસરો પ્રદૂષણમાં વધારો નહી કરે તેમ કહી શકાય નહી.

વિજ્ઞાનની પ્રગતિના કારણે આપણે પ્રકૃતિ પર કાબુ મેળવી રોગચાળા, દુષ્કાળ અને કુદરતી આફતો સામે સફળતાપૂર્વક સામનો કરી રહયા છીએ. વળી, **ઈતિહાસની કોઈ પણ ક્ષણે આટલી માનવ વસ્તી પૃથ્વી પર કયારેય વિચરતી નહોતી** તે આપણે વિજ્ઞાન અને ટેકનોલોજીની સહાયથી શકય બનાવ્યું છે પણ આપણા લોભ, ક્રોધ અને મોહ વડે થતી પરપીડનવૃત્તિઓ પર કાબુ મેળવી શકયા નથી. હવે વર્તમાન મુશ્કેલીભરી સ્થિતિ માટે કારણરૂપ વૃત્તિઓ પર સમજણપૂર્વક સંયમ રાખવાનું શીખીશું તો જ આત્મા વડે આત્માનો ઉદ્ધાર થઈ શકશે. સંયમ વડે જ આપણી મૂર્ખાઈઓ વડે મેળવેલી નિષ્ફળતાઓ નિવારી શકીશું.

ભારતની સ્વતંત્રતા સમયે ઔદ્યોગિક અર્થવયવસ્થાની બૂરી અસરોથી ગાંધીજી ખૂબ જ પરિચિત હતા. ભારતની પ્રજાને સ્વાતંત્ર્યનાં ફળો મળી રહે તે માટે રેંટિયા વડે સ્વાવલંબી અને સ્વાશ્રયી અર્થવ્યવસ્થાનું નિર્માણ કરેલું. હું માનું છું, ગાંધીજી પણ વર્ણાશ્રમ વ્યવસ્થાની અસર હોવાથી આમ કરી શકયા. જેનો મુખ્ય ઉદ્દેશ વિદેશી પરાવલંબન સિવાય સ્થાનિક કક્ષાએ જીવન–જરૂરિયાતનાં ઉત્પાદનો જરૂર પૂરતાં મળી શકે તેવી કુટિલતા વગરની અર્થવ્યવસ્થા. આ જ વ્યવસ્થામાં હાલની પરિસ્થિતિ મુજબ વિજ્ઞાન અને ટેકનોલોજીના લાભો તરછોડયા સિવાય વર્ણાશ્રમ વ્યવસ્થાનું સંશોધન કરી બહુજન સુખાય અર્થવ્યવસ્થા ઉભી થઈ શકે તેમ છે. પાડોશી દેશે જયારે વિશ્વશાંતિના કે વિશ્વનાગરિકત્વનાં સૂત્રો ન સ્વીકાર્યા હોય અને અણુબોમ્બ–હવાઈ જહાજ દ્વારા આપણને ડરાવવાના પ્રયત્ન થતા હોય તેવા સમયે પણ રેંટિયો અને કોમ્પ્યુટર, બળદગાડું અને

હવાઈ જહાજ, અણુબોમ્બ અને તલવાર, ઝૂંપડી અને બહુમાળી મકાન વગેરે અંતિમ છેડાઓનું સંકલન પર્યાવરણ અને સજીવસૃષ્ટિને હાનિ પહોંચાડયા વગર ન થઈ શકે તેમ માનવાનું કોઈ કારણ નથી.

સમાજ વ્યવસ્થા માટે મારો પ્રસ્તાવ કદાચ અણગમાવાળો લાગશે છતાં ઈતિહાસનાં પૃષ્ઠો જોતાં ભારતમાં ગણરાજયો વિશાળ સંખ્યામાં હતાં. જેમાં સ્ત્રીઓ સન્માન્ય હોવા ઉપરાંત સમાજનાં સૂત્રો પર સંપૂર્ણ કાબૂ ધરાવતી બહુપતિત્વ પ્રથા સામે કોઈ વાંધો હતો નથી. આ વ્યવસ્થામાં સૌ પ્રથમ તો પુરૂષોના માલિકી હકક જોખમાય છે. તે સિવાય કોઈ દોષ નથી. વૈધવ્ય, સતીત્વ, દહેજ, છુટાછેડા વગેરે દૂષણો એક ઝાટકે જ નાબૂદ થઈ જાય છે. ગુણવાન અને શૂરવીર બાળકો જ પેદા કરવાનો હકક સ્ત્રીઓના પક્ષે જ છે. સમાજમાં બાળઉછેર અને વૃદ્ધત્વની જવાબદારી નિભાવવામાં ખાસ તકલીફ પડે તેવું માની શકાતું નથી. તેમ છતાં ફરી આવી પ્રથા સમાજ અપનાવે તે પહેલાં સાનુકૂળ સંશોધનો અને સ્થળકાળને અનુરૂપ ન્યાયપૂર્ણ અવલોકનો થાય તે ઈચ્છનીય છે.

મહાભારત અને અન્ય શાસ્ત્રોમાં ગણરાજયોની વ્યવસ્થાના ઉલ્લેખો છે. દ્રૌપદી અને તેના પાંચ પતિઓની વાત પણ આ વ્યવસ્થાનું સમર્થન કરે છે. હિમાલયના પ્રદેશોમાં આજે પણ મોટાભાઈનાં લગ્ન જે સ્ત્રી સાથે થાય તે આપોઆપ તેના બધા નાના ભાઈઓની પત્ની પણ ગણાય છે. દક્ષિણનાં રાજયોમાં પણ અગાઉ આવી વ્યવસ્થા અમલમાં હતી. અગાઉ કહયું તેમ આ વ્યવસ્થામાં પુરૂષો પોતાનો માલિકી હકક ગુમાવતા હોય તેવો ભાસ થાય છે, તે સિવાય કોઈ દોષ નથી.

વિશ્વભરમાં પ્રચલિત એક પતિ–પત્નીવાળી સમાજ વ્યવસ્થા સંપૂર્ણ ખામી વગરની અને દોષરહિત છે તેમ કહી શકાય તેવી સ્થિતિ છે જ નહી. એક પતિ–પત્ની સાથે જીવનભર ટકી રહેવાનો મૂળ ઉદ્દેશ્ય ૩૦ ટકા દંપતીઓમાં શકય હશે. વળી, જેને આપણે વ્યભિચાર કહીએ છીએ અને તેનું અસ્તિત્વ સ્ત્રી અને પુરૂષ બંનેમાં છે તેવી સ્થિતિ ઘ્યાનમાં લઈએ તો આપણી તંદુરસ્ત ટકાવારી હજી નીચે જવાની સંભાવના છે. વિકસિત દેશોમાં લગ્ન સંપત્તિના વિભાજન અને માલિકીપણ સાથે રૂઢ થયેલું છે. એટલે કે આર્થિક હિતો સાથે સંકળાયેલું છે અને કાયદો તેને સમર્થન આપે છે. લાલચુ અને સ્વાર્થી તત્વો આનો લાભ ઉઠાવી દુઃખમય પરિસ્થિતિ સર્જતા હોય છે.

વર્ણાશ્રમ વ્યવસ્થા સ્વીકારવાથી કુદરતી રીતે સ્વભાવગત તારવણી કરવામાં આવે છે. જે મનુષ્યોના સત્વ, રજસ, તમસના બંધારણ અનુસાર થાય છે. વર્ણાશ્રમ વ્યવસ્થાનું નિયંત્રણ સત્વ ગુણી વ્યકિતઓમાં હોય તે જરૂરી છે. રજોગુણી વ્યકિતઓ નફાની, સ્વાર્થની સ્વભાવગત રીતે જ તરફેણ કરતાં હોય છે. તામસિક વ્યકિતઓ પાસે પૂરતું જ્ઞાન હોતું નથી. વળી, જાતિપ્રથા પ્રમાણે આજીવિકાની વ્યવસ્થા થવાથી શિક્ષણ અને બેકારીની સમસ્યા હલ થઈ જાય છે. સુતારનો દિકરો બાળપણથી જ સુતારીકામમાં રસ લેતો થાય તે મોટપણે આપોઆપ નિષ્ણાત બની શકે છે. તેવી જ રીતે અન્ય વ્યવસાયો જો વારસાગત સંભાળવામાં આવે તો શિક્ષણ અને વ્યવસાયી તાલીમનો સમય ઘટે છે. સૌ મર્યાદિત જરૂરિયાતો રાખી જરૂર પૂરતું ઉત્પાદન કરી સહેલાઈથી આજીવિકા મેળવી શકે તેવો ઉદ્દેશ્ય રાખવાનો છે. અત્યારે તો રહેઠાણના સ્થળેથી વ્યવસાયના સ્થળે જવા–આવવામાં જિંદગીનો અમૂલ્ય સમય જતો રહેતો હોય છે. શહેરી સંસ્કૃતિની આ ખાસિયત છે.

શિક્ષણ અને જાહેર આરોગ્યની વ્યવસ્થા સરકાર હસ્તક અથવા નફાના હેતુ વગરની ધાર્મિક અને સામાજિક સંસ્થાઓએ સ્વીકારી લેવી જોઈએ. આરોગ્ય અને પ્રાથમિક તબીબી સારવારની તાલીમ શિક્ષણ સાથે જોડી દેવી જોઈએ. દરેક

વ્યક્તિ પોતાના સ્વાસ્થ્યનું અને જાહેર આરોગ્યનું સારી રીતે ધ્યાન રાખી શકે તે માટે જરૂરી જ્ઞાન ધરાવતો હોય તો સ્વાસ્થ્યને લગતી ઘણી સમસ્યાઓ ઘટી જાય તેમ છે.

લોકોએ વ્યાજે નાણાં લઈ મોજશોખની વસ્તુઓ ખરીદવાનો આગ્રહ ઘટાડવો જોઈએ. લોભામણી જાહેરાતોથી બચવાના તમામ પ્રયત્નો કરવા જોઈએ.

બને તેટલી જરૂરિયાતો ઘટાડી સ્થાનિક કક્ષાએ જરૂરી ઉત્પાદનો વડે એક સમૂહ, એક ગામ ચોકકસપણે સ્વાવલંબન વડે રહી શકે. વસ્તી વધારાના નિયંત્રણ માટે ચોકક્સ કામ કરી શકે અને પ્રદૂષણ રહિત ઉદ્યોગોના વિકેન્દ્રીકરણ વડે અર્થવ્યવસ્થા ઉભી કરી શકે. અને હાલની કપરી સ્થિતિનાં પાંચેય પરિબળો પર નિયંત્રણ મેળવી શકે, અન્યથા ભવિષ્યની પેઢી માટે દુઃખોની વણજાર સિવાય કાંઈ રહેશે નહી.

卐

## પ્રકરણ–૧૦મુ.....ઉપસંહાર

વિશ્વ ૨૫ તત્વોનું બનેલું છે. એમાંથી ૨૪ જડતત્વ છે અને એક ચેતન તત્વ, આઠ મૂળ પ્રકૃતિ (જડ) નાં અવ્યકત સૂક્ષ્મ તત્વો છે. ૧૬ પ્રકૃતિના વિકારો છે, જે વ્યકત છે. ચેતન તત્વ સૂક્ષ્મ અને સર્વવ્યાપી છે, તે અવિકારી અને અપરિણામી છે.

અનુકૂળ સંજોગોમાં જડતત્વોનો સમૂહ ચેતન તત્વની ઉપસ્થિતિ અનુભવેછે ત્યારે દેહધારી સજીવ પ્રગટ થાય છે. આ "અનુકૂળ સંજોગો" રહસ્યમય છે. દરેક સજીવ દેહધારી પાંચ અવસ્થામાં પ્રદર્શિત થાય છે. જન્મ, વૃદ્ધિ, પ્રજનન, જરા અને મૃત્યુ તે પોતાના જડ તત્વથી રચાયેલા દેહમાં જડના સત્વ, રજસ, તમસ ગુણોના બંધારણ પ્રમાણે જીવનભર પ્રતિક્રિયા કરે છે, જેને આપણે સ્વભાવ કહીએ છીએ.

પ્રકૃતિના ત્રણેય ગુણો સત્વ,રજસ,તમસ, પ્રકાશ–ક્રિયા–સ્થિતિશીલ છે અને તે પાંચ રીતે પ્રદર્શિત થાય છે. પ્રકાશ, ઉષ્ણતા, ચુંબકત્વ, વીજતરંગ, ગુરૂત્વાકર્ષણ–ગતિ.

ચેતન તત્વને આપણે ટેલિવિઝન પ્રસારણ કેન્દ્રના દૃશ્ય–શ્રાવ્ય વિદ્યુત તરંગો સાથે સરખાવ્યું અને ટી.વી.ને જીવોના દેહ, ટીવી જેમ દૃશ્ય–શ્રાવ્ય તરંગો દ્વારા કાર્યાન્વિત થાય છે, તેવી જ રીતે દેહમાં આત્મા (ચેતન તત્વની ઉપસ્થિતિ). ચેતન તત્વનું પ્રસારણ કેન્દ્ર હોતું નથી.વળી, ચેતન તત્વ અતિસૂક્ષ્મ (અથવા નહિવત્) સર્વવ્યાપી, પુરાતન, નિત્ય, શાશ્વત્, અવ્યકત, અચિન્ત્ય અને અપરિમેય છે.

જડ–ચેતનનું એક સંકલન છે. તે ન સમજી શકાય તેવું છે. છતાં જન્મ–મરણ, સૃષ્ટિ–પ્રલય, સર્જન–વિનાશમાં આ સંકલન જ ભાગ ભજવે છે. આનું પ્રેરક તત્વ કયાં છે તેનો ઉત્તર સ્પષ્ટ થતો નથી. ઉપનિષદો જડ–પ્રકૃત્તિને સગુણ બ્રહ્મ અને ચેતન તત્વને નિર્ગુણ બ્રહ્મ કહે છે. સગુણ–નિર્ગુણ બ્રહ્મનું સંકલન એ જ બ્રહ્મત્વ.

આ જડ અને ચેતન, પ્રકૃત્તિ અને પુરૂષ બંને એક બીજાથી સ્વતંત્ર અને અનાદિ છે. કેટલાક ચેતન તત્વને પ્રકૃતિની વિશેષ અવસ્થા તરીકે ઓળખાવે છે. કેટલાક પુરૂષ (ચેતન તત્વ) અવિકારી રહી, પોતાની માયા વડે પ્રકૃત્તિની રચના કરે છે. પરંતુ ટી.વી. યંત્ર અને પ્રસારણ કેન્દ્ર બે અલગ છે. તેવી જ રીતે પ્રકૃતિ અને પુરૂષ અલગ છે. આ જ દ્વૈત વાદ છે.

આ ભૌતિક શાસ્ત્ર છે, સાંખ્ય દર્શન છે. વિશ્વમાં તમારી સ્થિતિ અને પર્યાવરણનો પરિચય છે. કોઈ પણ શાસ્ત્રની શરૂઆત સાંખ્યના જ્ઞાન વિના શરૂ થતી નથી.

પણ ધર્મ સમાજશાસ્ત્ર છે. દરેક જીવ સુખ ઈચ્છે છે, મનુષ્ય પણ. મનુષ્યની શારીરિક રચના સમાજમાં રહેવા ટેવાયેલી છે. પરસ્પર સહકારની અપેક્ષા પૂર્ણ થાય તો જ જીવન સરળ બને છે. આથી પરોપકાર વિકસાવવા અને પરપીડન અટકાવવાના પ્રયોગો ધર્મ છે. જગતમાં દરેક સ્થળે દેશ–કાળને અનુરૂપ આવી વ્યવસ્થાનો વિકાસ થયો છે.

ઈશ્વર, પાપ–પુણ્ય, સ્વર્ગ–નરક, પુનર્જન્મ, અવતારની વાતો જનસમૂહની પરોપકાર વૃત્તિ વિકસાવવા અને પરપીડનવૃત્તિ અટકાવવા, સ્વર્ગની લાલચ અને નરકનો ભય બતાવવા પૂરતી સાચી છે. વાસ્તવમાં શૂન્ય ! એક સુંદર કલ્પનાવિહાર સિવાય કાંઈ નથી. આથી વિજ્ઞાન અને માહિતીના યુગમાં ઈશ્વર અને કર્મફળના સિદ્ધાંતનો તર્કબદ્ધ ખુલાસો મળી શકતો નથી.

શ્રી ભગવતીચરણ વર્મા નામના હિન્દી લેખકે પોતાની નવલકથા "ચિત્રલેખા" ના અંતમાં સુંદર વાત કહી છે. જે સાંખ્યદર્શન, ઈશ્વર અને કર્મના સિદ્ધાંતનો વ્યાજબી પ્રતિભાવ સાહિત્યની શૈલીમાં આપે છે. *

---------------------------------------------------------------------

* " संसारमें पाप कुछ भी नहीं है,वह केवल मनुष्य के द्रष्टिकोण की विषमता का दुसरा नाम है, प्रत्येक व्यक्ति एक विशेष प्रकारकी मनःप्रवृति लेकर उत्पन्न होता है- प्रत्येक व्यक्ति इस संसारके रंगमंच पर एक अभिनय करने आता है, अपनी मनःप्रवृतिसे प्रेरित होकर अपने पाठको वह दुहराता है- यही मनुष्यका जीवन है। जो कुछ मनुष्य करता है, वह उसके स्वभाव के अनुकूल होता है।और स्वभाव प्राकृतिक है। मनुष्य अपना स्वामी नहीं है, वह परिस्थितिओंका दास है-विवश है। वह कर्ता नहीं है केवल साधन है। फिर पुण्य और पाप कैसा ?"

" मनुष्यमें ममत्व प्रधान है, प्रत्येक मनुष्य सुख चाहता है, केवल व्यक्तियों के सुखके केन्द्र भिन्न होते है, कुछ सुख को धनमें देखते है, कुछ सुख को मदिरामें देखते है, कुछ सुख को व्यभिचारमें देखते है, कुछ त्यागमें देखते है- पर सुख प्रत्येक व्यक्ति चाहता है, कोइ भी व्यक्ति संसारमें अपनी इच्छानुसार वह काम न करेगा जिसमें दुःख मिले- यही मनुष्यकी मनःप्रवृति है और उसके द्रष्टिकोणकी विषमता है।"

" संसारमें इसी लिये पापकी एक परिभाषा नहीं हो सकी- और न हो सकती है। हम न पाप करते है और न पुण्य करते है, हम केवल वह करते है जो हमें करना पडता है- यह मेरा मत है तुम लोग इसे सहमत हो या न हो मैं तुम्हें बाध्य नहीं करता और न कर सकता हुं ।"......... रत्नाम्बर.

---------------------------------------------------------------

સ્વર્ગ નરક માટેનાં પાપ–પુણ્યને આપણે બાજુમાં રાખીએ તો પણ દરેક મનુષ્ય જીવનમાં સુખ ઈચ્છે છે, તે માટે પણ માનવ–માનવ પ્રત્યે પરોપકારી વલણ જરૂર છે. જયારે પરપીડન અટકાવવું સિકકાની બીજી બાજુ છે. આથી જ વ્યાસમુનિએ અઢારે પુરાણોમાં બે જ વચનો કહયાં છે ; <u>પુણ્ય માટે પરોપકાર અને પાપ માટે પરપીડન</u>. આખા વિશ્વ માટે જડ પદાર્થોની પણ અવગણના ન કરવી. <u>સર્વેભુત હિતરતાઃ</u> બસ... ધર્મના તત્વની આથી વિશેષ કે બહુ મોટી વ્યાખ્યા કરવી પડે તેવું નથી. વિનોબા થોડું આગળ વધી ગીતાના આધારે રહે છે કે... યજ્ઞ, દાન અને તપ આ ત્રણ કર્મો ત્યાજય નથી. યજ્ઞનો ટૂંકો અર્થ શ્રમ ગણવાનો છે. શ્રમ વડે આપણે જે પૃથ્વી પર મનુષ્ય દેહે આવ્યા છીએ તેનો ઉપકાર વ્યકત કરવો, સૃષ્ટિનું ઋણ ચૂકવવું, દાન વડે જે સમાજમાં જે પ્રવાહમાં જે વાતાવરણમાં આપણે આનંદથી રહી શકીએ છીએ તેનું ઋણ ચૂકવવું અને તપ વડે આત્મકલ્યાણ સાધી આપણને જે માનવદેહ મળ્યો છે તેનું ઋણ ચૂકવવું. કોઈ પણ ધર્મ, સંપ્રદાય, ગુરૂ–સંત–મહંત–સંસ્થાનો

આશ્રય લેતાં પહેલાં ગીતાજીનો ૧૬મો અધ્યાય અવશ્ય વાંચવો. તેમાં દૈવી સંપત્તિના ૨૬ લક્ષણો જોવા મળે તો ઠીક છે. પણ આસુરી સંપત્તિનાં છ લક્ષણો (દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, કઠોરતા અને અજ્ઞાન) ન હોય તે ખાસ તપાસવું. ધર્મ કે ધર્મની સંસ્થાનું પરોપકારીપણું તપાસી દાન કરવું. ગુરૂ વિના જ્ઞાન અને મુક્તિ  મેળવનારા અસંખ્ય  લોકો છે, વળી ગમે તેવા ગુરૂ બગલાને રામ બોલાવી શકતા નથી! સમાજમાં ગુરૂનું મહત્વ જરૂર કરતાં વધારે સ્થાપિત થઈ ચૂકયું છે! ઉપરાંત કોઈ નાસ્તિક કે કોઈ સંપ્રદાય–ગુરૂની કંઠી ન બંધાવે તે લોકો અને અન્યધર્મી કે વિધર્મી લોકો હોવા છતાં  પરોપકારી વલણ દાખવી  પરપીડન ન કરતા હોય તો પણ તેઓ ધાર્મિક જ કહેવાય. (ગુજરાતનો મર્મજ્ઞ કવિ અખો છળથી વીંધાયેલુ ન હોય તેવું સત્ય  કહેવાની ટેવવાળો આત્મજ્ઞાની–ગુરૂ વિનાનો હોવાથી કોઈ કથાકાર પોતાની કથામાં કયારેય અખાનો ઉલ્લેખ કરતા નથી! ) માત્ર કોઈની શબ્દોની શોભા અને ઝાકમઝોળથી અંજાઈ જવાની જરૂર નથી.

જગતના વિદ્યમાન ધર્મોમાં હિન્દુ ધર્મ શ્રેષ્ઠ છે. હજારો વર્ષોથી સત્યની શોધમાં ખેડાણ થયું છે. ઈશ્વર, બ્રહ્મ, સૃષ્ટિ, પ્રલય, જન્મ, મૃત્યુ, સમાજ રચના, માનવસ્વભાવદરેક બાબતો ધર્મની અંતર્ગત વણી લેવામાં આવી છે. વિશ્વમાં મહાભારત જેવી કથા નથી, ગીતા જેવું જ્ઞાન નથી, સાંખ્યદર્શન અને યોગદર્શનથી વધીને કોઈ તત્વજ્ઞાન નથી. શાંતિપર્વ જેવું માનવ સ્વભાવનું વર્ણન કયાંય નથી. વર્ણાશ્રમવ્યવસ્થા જેવી સમાજ વ્યવસ્થા નથી. કેટલીક ખામી અને દોષો હતાં તેનું નિવારણ થઈ ગયું છે. કેટલાક દોષો પરધર્મી શાસનની પ્રતિક્રિયા રૂપે હતાં. કેટલાક રજોગુણી સ્વભાવવાળા લોકોના હાથમાં ધર્મનુ નિયંત્રણ ચાલ્યું જવાથી થયા હતા. જે કાંઈ હોય, થયું હોય તે હવે બાપે આંબલી ખાધી અને છોકરાના દાંત અંબાઈ જાય તેવું તો નથી જ!

ઈશ–ઉપનિષદનો એક બહુ પ્રચલિત શ્લોક અને ઈસપની એક નીતિકથામાં મને ખૂબ જ સામ્ય દેખાય છે અને તેનો ઉપદેશ પણ ખૂબ જ સરસ છે.

ૐ ઈશાવાસ્યમિદં સર્વ યત્કિંચ જગત્યાં જગત્ ।
તેન ત્યકતેન ભુંજીથા મા ગૃધઃ કસ્ય સ્વિદ્ધનમ્ ॥

આ જગતમાં જે કાંઈ છે તેમાં ઈશ્વર રહેલો છે. (સઘળું ઈશ્વરની માલિકીનું છે.) તે ત્યાગીને ભોગવવાનું છે. કોઈનું ધન (અધિકાર, સંપત્તિ) પચાવી પાડવાનું નથી. ફરીવાર, આ જગતમાં જે કાંઈ છે તે ઈશ્વરની માલિકીનું છે, તેથી તમારા હકકનું ન હોય તે છોડી દેવું અને પોતાના હકકનો જ ભાગ ભોગવવો. ગમાણમાંના કૂતરાની જેમ ગાયનું ઘાસ પચાવી પાડવું નહી. કોઈના અધિકારો છીનવી લેવા નહી.

ઈસપની આવા જ અર્થવાળી એક નીતિકથા આમ છે.... બપોરનું કામ કરી ગાય ગમાણમાં ઘાસ ખાવા માટે જાય છે પણ ગમાણમાં ઘાસની સુંવાળી પથારીમાં કૂતરો આરામ કરતો હોય છે. ગાય ગમાણ પાસે આવતાં જ  જોરશોરથી ભસવા માંડે છે. ગાયની ભૂખની પરવા કર્યા સિવાય પોતાના આરામમાં ખલેલ પડવાથી ગાયને ભસી ભગાડી મૂકે છે.

અહી ગાય, કૂતરો, ઘાસ, ગમાણ બધું એક જ માલિકનું છે (જેવી રીતે આ જગત ઈશ્વરનું છે.) માલિક ભલે હાજર ન હોય પણ કૂતરાના આરામ માટે ઘાસ નથી. ગાયની ભૂખ સંતોષવા માટે ગાય માટે જ રાખેલું છે. કૂતરાઓએ ગાયનું ઘાસ ન પચાવી પાડવું એવા જ અર્થમાં મા ગૃધઃ કસ્ય સ્વિત્ ધનમ્ ॥ કહેલું છે એમ હું સમજયો છું. કૂતરાઓને ઉપદેશ ગ્રહણ કરાવવો કઠિન કામ તો છે જ !     તો  આત્મના આત્માનમ્ ઉદ્ધરેત્ ।  (ગીતા–૬–૫)  આત્મા વડે આત્માનો ઉદ્ધાર કરવો.

આનો ભદ્રાઃ કતવો યન્તુ વિશ્વતઃ। (ઋગ્વેદ ૧–૮૯–૧)

દરેક દિશાએથી અમને કલ્યાણકારી વિચારો પ્રાપ્ત થાઓ.

તમસોમા જ્યોર્તિગમય । ....... બૃહદારણ્યક ઉપનિષદ ૧–૩–૨૮

Lead Kindly Light.........John Henery Newman(1801-1890)

ઊંડા અંધારેથી ***પરમ તેજે...*** તું લઈજા........... કવિ ન્હાનાલાલ

ઈતિ શ્રેયમ્ ભૂયાત્

– **ભવસુખ શિલુ.**

---

## પ્રતિભાવ આપવાનું ગમશે આપને ?

સુજ્ઞ વાચક મિત્ર,

" પરમ તેજે..." માં સુખની શોધમાં મારા વિચારો આપે કંઈક ગમા–અણગમા સાથેવાંચ્યા હશે. મારે હજી વાસ્તવિક રીતે જનસમૂહના સુખની શોધ ચાલુ રાખવા વિચાર છે. કેટલી સફળતા મળશે તે કહી શકાય નહી. દુનિયામાં દરેક વ્યકિત પોતાની રીતે ચિંતન કરે છે તો મારી પ્રશ્નોત્તરીના તાર્કિક અને વાસ્તવિક ઉત્તરો અથવા વિશેષ કંઈ મને લખી મોકલી ઉપકૃત કરે તેવી વિનંતી કરૂ છું. આપનું નકારાત્મક વલણ કે તિરસ્કાર પણ આવકાર્ય છે. સૌનું કલ્યાણ થાય એવી શુભકામના.....

– ભવસુખ શિલુ

૬૩–બી, પંચવટી સોસાયટી, બેડેશ્વરરોડ, જામનગર–૩૬૧૦૦૨

(મો) ૯૪ ૨૬ ૨૫ ૭૨ ૯૬ E-mail : bdshilu @ gmail.com

---

(૧) "વ્યાસજીના અઢારે ય પુરાણમાં બે જ વચનો છે" તેવી નાનકડી ધર્મની વ્યાખ્યા યોગ્ય છે?

(૨) અહિંસાનો પર્યાય પરપીડન રાખ્યો હોય તો ? અથવા વનસ્પતિમાં જીવ છે એમ માનીએ પછી સૂક્ષ્મ અહિંસા શકય છે? વાતાવરણ પ્રદૂષિત કરવું હિંસા નથી ?

(૩) પર્યાવરણ અને માનવશરીર પર તેની અસરો સાંખ્ય–દર્શન વર્ણવે છે, તેથી પ્રકૃતિ અને પુરૂષની વાત કહી છે તે સિવાય ઈશ્વર હોઈ શકે ? અથવા ઈશ્વર–પરમેશ્વર– બ્રહ્મ... પ્રકૃતિ–પુરૂષના વ્યવહારોમાં ન સમાઈ જાય?

(૪) ઈશ્વરની પાપીઓને શિક્ષા કરવાની શકિત, સ્વર્ગ–નરક, પાપ–પુણ્ય વિશે તેમજ પુનર્જન્મ–પૂર્વજન્મ–ઈશ્વરના અવતારો વિશે આપનું શું માનવું છે?

(૫) કર્મફળના સિદ્ધાંતનો પ્રયોગ હવે જરૂરી છે ? અથવા સારાં કર્મોનું સારૂં જ ફળ મળે છે ?

(૬) સત્વ,રજસ, તમસ પ્રકૃતિના ત્રણ અદૃશ્ય ગુણો સાંખ્ય–દ્રષ્ટા કપિલ મુનિની વિશિષ્ટ શોધ છે; જૈન–હિન્દુ–બૌધ્ધ ધર્મ સિવાય દુનિયાના તમામ ધર્મો આ બાબત મૌન છે. હવે જો ગુણો આધારિત વર્ણાશ્રમધર્મ હોય તો ય વર્ણાશ્રમધર્મની કલ્પના સામે અણગમો રાખવો યોગ્ય છે? તમે વર્ણાશ્રમધર્મમાં માનો ખરા?

(૬ક) દુનિયામાં દરેક જગ્યાએ એક પ્રકારની વર્ણવ્યવસ્થા જ ચાલે છે, જેમાં અશિયન–યુરોપિયન–અમેરિકન–જર્મન–નિગ્રો.. વગેરે વર્ણ પાડવામાં નથી આવતા? ઔદ્યૌગિક સંકુલોમાં વહીવટી વિભાગ–સલામતિ વિભાગ–ખરીદ,વેચાણ અને સંગ્રહ વિભાગ–શ્રમિક વિભાગ અનિવાર્યપણે નથી હોતા? આને તમે બ્રાહ્મણ–ક્ષત્રિય–વૈશ્ય–શુદ્ર સાથે ન સરખાવી શકો ?

(૭) આપના આરાધ્ય દેવ સંપ્રદાય–ગુરૂ–ધર્મ વિશે બે શબ્દો જાણી શકાય?

(૮) માંસાહારી પ્રાણીઓ જીભથી ચાટીને પાણી પીવે છે. જયારે મનુષ્ય અન્ય શાકાહારી પ્રાણીઓ માફક હોઠથી ચૂસીને... આ તર્ક સાચો લાગે તો તમે મનુષ્યોએ માંસાહાર છોડી દેવો જોઈએ તે વાત સ્વીકારશો?

(૯) Monogamy એક પતિ–પત્ની પ્રથા વાળી સમાજ વ્યવસ્થા ખરેખર સફળ છે કે આશ્વાસનરૂપ? બહુપતિત્વ પ્રથા Polyandry અમલમાં આવે તો તમને ગમે?

(૧૦) કથા–પારાયણ–મેળા–યાત્રા–ઉત્સવોની સામ્પ્રત સ્થિતિ કેટલે અંશે વાજવી લાગે છે? અહી ધાર્મિક વૃત્તિ વધારે કામ કરે છે કે વ્યાપારી અને રાજકીયવૃત્તિ.

(૧૧) સંસ્કૃત ભાષાની અવગણના ક્ષમ્ય છે? ભાષા–જોડણી સુધાર કાર્યક્રમો ભાષાની છેડતી જેવા ન લાગે? તટસ્થ શિક્ષણ અને જાહેર આરોગ્ય ધાર્મિક સંસ્થાઓ ન સંભાળી શકે?

(૧૨) આધુનિક–શિક્ષણ, અંગ્રેજી ભાષા અને વિદેશ વસવાટ બાબત આપનો દૃષ્ટિકોણ જાણી શકાય?

(૧૩) ભારત સરકારે, ૧૯૯૦ પછી રશિયા તૂટયું અને વૈશ્વીકરણ સ્વીકાર્યુ અને દેશી–વિદેશી કંપનીઓને પ્રોત્સાહન મળે તેવી શાસન પ્રણાલી અપનાવીઃ પરિણામે બચત પર વ્યાજના દર ઘટાડયા, સરકારી ઉદ્યોગોનું ખાનગીકરણ વિચાર્યુ. સર્વિસ ટેક્સ, ટોલ ટેક્સ, ઈન્કમ ટેક્સ વગેરે કરવેરાનો વ્યાપ વધાર્યો. તો હવે જીવનજરૂરિયાતની ચીજ–વસ્તુનોના ભાવ સ્થિર રહે તે જોવાની સરકારની જવાબદારી કહેવાય કે નહીં? વળી અન્ય વિકસિત દેશો સામાન્ય નાગરિકોને વૃદ્ધાવસ્થા–નિભાવ ખર્ચ– પેન્શન આપે છે તો ભારતમાં યુવાનીમાં ઈન્કમ ટેક્સ ભરનારને કમ સે કમ વૃદ્ધત્વ પેન્શન ન આપી શકાય? સરકાર માત્ર પોલિયો અને એઈડ્સ નિવારણ માટે જાગૃતિ લાવે તે પૂરતું છે? કુટુંબ નિયોજન અને પાડોશી દેશોના નિરાશ્રિતો બાબતે કોઈ પણ પક્ષની સરકાર કેમ મૌન છે?

(૧૪) વિજ્ઞાન યુગમાં ધાર્મિક વડાઓએ વિજ્ઞાન અને ટેકનોલોજીના શાસ્ત્રોનો અભ્યાસ કરી, રાજકારણ અને કંપનીઓની સાંઠગાંઠ દ્વારા થતાં અમાનવીય ભ્રષ્ટાચાર કે ધરતીના પ્રદૂષણ પ્રત્યેના આંખ મીચામણા ખુલ્લા પાડવા બાબતે પોતાના ધર્મના અનુયાયીઓને જાગ્રત કરવાની ફરજ બજાવવી જોઈએ કે નહી તે બાબત આપ શું માનો છો? ધર્મ–પરિવર્તન સંકુચિતતા ન કહેવાય? બીજાના ધર્મની મશ્કરી કરી આવું થાય?

(૧૫) આ બધો બકવાસ છે, સૌ પોતપોતાની રીતે સુખી જ છે...

(આપનો અભિપ્રાય આટલો જ હોય તો પોસ્ટકાર્ડ પર ૧૫ નંબર લખી મોકલી આપશો અથવા ૧૫ નંબરનો એસ.એમ.એસ.)

******************************

॥ॐ॥

*My Symphony.*

*To be content with small means; to seek elegance rather than luxury and refinement rather than fashion; to be worthy not respectable and wealthy not rich; to study hard, think quietly, talk gently, act frankly; to listen to stars and birds, to babes and sages with open heart; to bear all cheerfully, do all bravely; await occasion, hurry never;-in a word, to let the spiritual unbidden and unconscious come up through the common;- this is to be my symphony.*
*-William Henry Channing.*

*મારું જીવનસંગીત.*

*થોડી વસ્તુઓથી સંતુષ્ટ રહેવું, વૈભવને બદલે સૌન્દર્ય અને ફેશનને બદલે વિશુદ્ધતા પસંદ કરવી, યોગ્યતા કેળવવી, માનનીય થવાની ઝંખના છોડવી, ધનવાન નહીં પણ (જ્ઞાન)સમૃદ્ધ થવું, અભ્યાસ તલસ્પર્શી કરવો, સ્વસ્થતાથી વિચારવું, મધુરતાથી વાત કરવી, છળરહિત વર્તવું, તારાઓ– પક્ષીઓ–બાળકો–સંતો ને ખુલ્લા દિલે સાંભળવા, સઘળું આનંદથી સહી લેવું, મર્દાનગીથી કાર્યો કરવાં, તકની રાહ જોવી, ઊતાવળ ન કરવી.... ટુંકમાં સામાન્ય સ્થિતિમાં પણ, અણકહી–અમુર્ત ઉચ્ચ ભાવનાઓ પ્રગટ થવા દેવી.................*
*આ જ મારું જીવનસંગીત છે.*

*–વિલિયમ હેન્રી ચેનીંગ.*

---

तमसो मा ज्योतिर्गमय।‥ ‥· बृहदारण्यक उपनिषद्। १।३।२८॥

*ઊંડા અંધારેથી **પરમ તેજે** તું લઈ જા.....કવિ ન્હાનાલાલ*

*Lead kindly **light**... . . John Henry Newman (1801 - 1890)*

---

***પરમ તેજે.....*** સંકલન અને રચના.....ભવસુખ શિલુ.

xxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxxx

॥ ૐ ॥

# પરમ તેજે .....

**પ્રાચીન ભારતીય વિચારધારાઓના આધારે...**

૧.મૂળભૂત પ્રશ્નોના સંભવિત ઉત્તર ... (સાંખ્ય દર્શન)
૨.જનસમૂહના વાસ્તવિક સુખની શોધ...
૩.આધુનિક સંસ્કૃતિ દ્વારા થતા પરોક્ષ પરપીડનનાઅમાનવીય પ્રયોગો સામે અંગુલિનિર્દેશ.

**અવિદ્યા કા નાશ ઔર વિદ્યા કી વૃદ્ધિ કરની ચાહિએ**
– સ્વામી દયાનન્દ સરસ્વતી.

**અષ્ટાદશ પુરાણેષુ વ્યાસસ્ય વચનદ્વયમ્ । પરોપકારઃ પુણ્યાય પાપાય પરપીડનમ્ ॥**

**અઢારે ય પુરાણોમાં વ્યાસજીના બે જ વચનો છે,**
**પુણ્ય માટે પરોપકાર, પાપ માટે પરપીડન**

સંકલન અને રચનાઃ
*ભવસુખ. શિલુ.*

**નવભારત પ્રકાશન મંદિર**
૧૯૧૪, નાની હિંગળોક જોશીની પોળ,
બાલાહનુમાન, ગાંધીરોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૧

***PARAM TEJE.....***
*by Bhavsukh Shilu*

Published by :
Navbharat Prakashan Mandir
Ahmedabad-1

E-mail : info @ *navbharatonline*.com
Visit us at : WWW.navbharatonline.com

**પ્રથમ આવૃત્તિઃ** ૨૦૦૬

**મૂલ્યઃ** રૂ.૬૦.૦૦

પ્રકાશક :
ભારતીબેન જે.શાહ
***નવભારત પ્રકાશન મંદિર***
૧૯૧૪, નાની હિંગળોક જોશીની પોળ
બાલાહનુમાન, ગાંધીરોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૧

ટાઈપ સેટિંગ :
***નવરત્ન એન્ટરપ્રાઈઝ***
**C/502**, કોસંબી ફ્લેટસ,
મહાલક્ષ્મી ચાર રસ્તા પાસે,
પાલડી, અમદાવાદ– ૩૮૦ ૦૦૭

મુદ્રક:
***યશ પ્રિન્ટર્સ***
૩૯, ફરિયાવાલા એસ્ટેટ, અવતાર હોટેલની સામે,
ઈસનપુર, નારોલ હાઈવે, અમદાવાદ–૩૮૨ ૪૪૩
ફોન : ૨૫૭૩૧૧૬૪, ૫૫૨૩૮૨૨૩

॥ ૐ ॥

**ગુજરાત રાજ્ય મોટર વેહીકલ ડિપાર્ટમેન્ટ ટેકનીકલ ઓફિસર્સ એસોસિયેશન..... ને સાદર અર્પણ**

LMG-RUPEN-THIN-GUJARATI FONTS
OTHER THAN DIRECT KEY LAY OUT,
USE WITH.......HOLDING Alt + o + **number**

| Sr | Alt+0+136 | Guj | Sr | Alt+0+196 | Guj | Sr | Alt+0+226 | Guj |
|---|---|---|---|---|---|---|---|---|
| 95 | 136 | ’ | 122 | 196 | ીં | 149 | 226 | દ્ધ |
| 96 | 151 | ‘ | 123 | 197 | ૅ | 150 | 227 | દ્ર |
| 97 | 159 | ૃ | 124 | 198 | શ્ર | 151 | 228 | દ્ધ |
| 98 | 161 | દ્દ | 125 | 199 | શ્ર | 152 | 229 | દ્ધ |
| 99 | 162 | ઙ | 126 | 200 | ન્ય | 153 | 230 | હ્ય |
| 100 | 163 | દ્ધ | 127 | 201 | ક્ત | 154 | 231 | ઈ |
| 101 | 164 | ક્લ | 128 | 202 | ક્ર | 155 | 232 | ઈં |
| 102 | 165 | ૐ | 129 | 203 | ફ્ર | 156 | 233 | ઊ |
| 103 | 167 | દ્ર | 130 | 204 | ક્ર | 157 | 234 | ઊં |

| 104 | 168 | ઝ | 131 | 205 | ધ્મ | 158 | 235 | ઉં |
|---|---|---|---|---|---|---|---|---|
| 105 | 169 | ક્ | 132 | 206 | ટ્ઠ | 159 | 236 | હ |
| 106 | 170 | ણુ | 133 | 207 | દ્દ | 160 | 237 | હ્લ |
| 107 | 171 | જ્ | 134 | 208 | હ્ન | 161 | 238 | હ્ન |
| 108 | 174 | ઈ | 135 | 209 | ળ | 162 | 239 | હ્મ |
| 109 | 177 | ઝ્ય | 136 | 211 | ક્ય | 163 | 240 | હ્વ |
| 110 | 180 | + | 137 | 212 | જા | 164 | 241 | હ |
| 111 | 181 | ઊ | 138 | 213 | ુ | 165 | 242 | [ |
| 112 | 182 | ŏ | 139 | 214 | ૂ | 166 | 243 | ] |
| 113 | 184 | ; | 140 | 216 | ષ | 167 | 244 | છ |
| 114 | 186 | મૃ | 141 | 217 | ક્ષ | 168 | 245 | ઠ |
| 115 | 187 | ડુ | 142 | 218 | ષ્ટ | 169 | 246 | ઝં |
| 116 | 189 | ક્ત | 143 | 219 | દ | 170 | 248 | ડ |
| 117 | 191 | ત્ત | 144 | 220 | ઝ | 171 | 249 | ઝં |
| 118 | 192 | ત્ય | 145 | 222 | ક્ક | 172 | 250 | મં |
| 119 | 193 | ૌ | 146 | 223 | જ્ | 173 | 251 | ઘં |
| 120 | 194 | િ | 147 | 224 | સ્ત્ર | 174 | 252 | શ્ર |
| 121 | 195 | િં | 148 | 225 | 卐 | 175 | 255 | ૨ |

LMG-RUPEN-THIN-GUJARATI FONTS

DIRECT KEY-BOARD LAY OUT

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| 1 | 33 | ૧ | ! | 33 | 65 | ભ | A | 65 | 97 | ૭ | a |
| 2 | 34 | ઠ્ | " | 34 | 66 | ખ | B | 66 | 98 | ૃ | b |
| 3 | 35 | ૩ | # | 35 | 67 | હ | C | 67 | 99 | ' | c |
| 4 | 36 | ૪ | $ | 36 | 68 | મ | D | 68 | 100 | ૨ | d |
| 5 | 37 | ૨ | % | 37 | 69 | ભ | E | 69 | 101 | ઌ | e |
| 6 | 38 | ૬ | & | 38 | 70 | િ | F | 70 | 102 | ) | f |
| 7 | 39 | ૦ૃ | 0' | 39 | 71 | ન | G | 71 | 103 | ૅ | g |
| 8 | 40 | ૮ | ( | 40 | 72 | જ | H | 72 | 104 | ઝ | h |
| 9 | 41 | ૯ | ) | 41 | 73 | ફ | I | 73 | 105 | ૨ | i |
| 10 | 42 | ૭ | * | 42 | 74 | વ | J | 74 | 106 | ૮ | j |
| 11 | 43 | ત્ર | pl | 43 | 75 | છ | K | 75 | 107 | ઋ | k |
| 12 | 44 | હ | , | 44 | 76 | ી | L | 76 | 108 | િ | l |
| 13 | 45 | ઢ | mi | 45 | 77 | ો | M | 77 | 109 | ? | m |
| 14 | 46 | ઈ | . | 46 | 78 | દ | N | 78 | 110 | ઘ | n |
| 15 | 47 | ળ | L slah | 47 | 79 | ફ | O | 79 | 111 | : | o |
| 16 | 48 | ડ | 0 | 48 | 80 | · | P | 80 | 112 | ઉ | p |
| 17 | 49 | ક્ર | 1 | 49 | 81 | ૃ | Q | 81 | 113 | / | q |
| 18 | 50 | × | 2 | 50 | 82 | ચ | R | 82 | 114 | ૨ | r |
| 19 | 51 | ઘ | 3 | 51 | 83 | ક | S | 83 | 115 | ( | s |
| 20 | 52 | , | 4 | 52 | 84 | ત | T | 84 | 116 | ર | t |
| 21 | 53 | પ | 5 | 53 | 85 | ગ | U | 85 | 117 | ૭ | u |
| 22 | 54 | ણ | 6 | 54 | 86 | અ | V | 86 | 118 | — | v |
| 23 | 55 | ઝ | 7 | 55 | 87 | ધ | W | 87 | 119 | દ | w |
| 24 | 56 | ટ | 8 | 56 | 88 | શ | X | 88 | 120 | ર્ | x |
| 25 | 57 | ઠ | 9 | 57 | 89 | થ | Y | 89 | 121 | ૯ | y |
| 26 | 58 | ર્ | : | 58 | 90 | ર | Z | 90 | 122 | શ્ર | z |
| 27 | 59 | સ | ; | 59 | 91 | ૦ે | [ | 91 | 123 | ૦ૈ | { |
| 28 | 60 | દ | < | 60 | 92 | ૦ં | \ | 92 | 124 | ૅ ૦ | \| |
| 29 | 61 | ૦ૃ | eq | 61 | 93 | ૦ૂ | ] | 93 | 125 | ૦ૂ | } |
| 30 | 62 | ઈ | > | 62 | 94 | ઙ | ^ | 94 | 126 | રૂ | ~ |
| 31 | 63 | ૯ | ? | 63 | 95 | ૦ | _ | | | | |
| 32 | 64 | % | @ | 64 | 96 | ૄ | ` | | | | |